# ચોથા ધોરણની સંક્ષેપ નોટ.

જેની અંદર પાંચમી ચોપડીના પાઠનો સાર, કવિતાનો સાર, મુસલમાની રાજ્યનો ઇતિહાસ, ભૂગોળ, વ્યાકરણ, ફાઇલ, અંગ્રેજી કોષ્ટક, દેશી હિસાબ, ડિક્ટેશન વગેરે તમામ બાબતોનો સમાવેશ કરેલો છે.

છપાવી પ્રસિદ્ધ કરનાર.
મુ. ઝ. શાહ.
લીંબડી

આવૃતી ૧ લી.



અમદાવાદ—આર્યોદય પ્રેસ.
સંવત ૧૯૪૬. સને ૧૮૯૦.

કિંમત ૭ આના.

# પ્રસ્તાવના.

હાલમાં ધોરણને લગતા વિષયો શીખવા માટે જુદી જુદી જાતની ચોપડીઓ લેવાની વિદ્યાર્થીને જરૂર પડેછે. એવી ચોપડીઓ લેતાં છતાં પણ પાછું તે પરથી સરલ ભાષામાં તારણ કાઢવાની જરૂર પડેછે. અને એવા તારણની નોટો નાની ઉમ્મરના વિદ્યાર્થીને ઉતારવી ઘણી મુશ્કેલ પડેછે; તેથી આ નોટ લખી છે.

થોડા દીવસ પર મેં 'ત્રીજા ધોરણની નોટ' કાઢી હતી, તે નોટ શિક્ષકને ઘણી મદદગાર થઈ પડવાથી, અને કેટલાક શિક્ષકોની પ્રેરણાથી, આ નોટ બહાર પાડી છે.

દરેક સમજુ શિક્ષક સમજેછે કે ધોરણને લગતી જે જે ચોપડીઓ આવેછે, તેની નોટ કરી વિદ્યાર્થીને ચલાવીએ તે જ સુગમ પડે. પણ તે નોટ ઉતારતાં છોકરાંઓને અને શિક્ષકને કેટલી હરકત પડેછે? અને તેમ છતાં કેવી સ્થિતિમાં નોટ તૈયાર કરેછે? તે આંહી લખવાની જરૂર નથી, અલબત! નોટ ઉતરાવવી એ વિદ્યાર્થીના અભ્યાસને ફાયદા કારક છે. પણ તે હાલના નાની ઉમરના વિદ્યાર્થીને લાગુ પડતું નથી.

આ નોટમાં ચોથા ધોરણને લગતી તમામ બાબત સમ[illegible] છે, માત્ર ગણિતનો વિષય દાખલ કરેલો નથી, તેનું કારણ છે કે ગણિત તર્ક શક્તિનો વિષય છે, અને એ વિષય ઉ[illegible] વિદ્યાર્થીનું વલણ ગોખવા પર રહેછે. પછી એવીજ રીતના હિસાબો કરી શકતા નથી. એજ તા. ૧ એપ્રીલ સને ૧૮૯૦

લી૦ મગનલાલ ઝવેરચંદ

૪૩૭૮

# ગૂજરાતી ચોથા ધોરણની સંક્ષેપ નોટ.

———o———

## પાંચમી ચોપડીના પાઠનો સાર.

### પાઠ ૧ લો.

છેડતી=સતાવતી. ગુસ્સામાં=રીસમાં, દાઝમાં.

**સાર—જીવરામ** કરીને એક છોકરો હતો, તેને **જયાનંદ** કરીને એક છોકરે સ્લેટમાં દાખલો જોવા ન દીધો, તથા ભમરડો ફેરવવા ન આપ્યો, તેથી **જીવરામ** પોતાની મા આગળ **જયાનંદ**નું વાંકું બોલવા લાગ્યો. પણ **જીવરામ**ની મા તે વખતે કાંઇ બોલી નહિ.

### પાઠ ૨ જો.

રોષ=રીસ. લેહગાં=લતગાં. પાડ=ઉપકાર. ખાતરી=ચોકસાઈ.

**સાર**—સૂતી વખતે **જીવરામની** રીસ ઉતરવાથી તેની માએ તેને શીખામણ દીધી કે, જો તને **જયાનંદે** ભમરડો આપ્યો હોત તો તને નિશાળે જવાને મોડું થાત. તેમ હિસાબ જોવા દીધો હોત તો મેહેતાજીને છેતર્યા કહેવાત. એ પાપનું કામ છે; માટે મને એમ લાગે છે કે **જયાનંદ** સારો છોકરો છે.

આ શીખામણથી જીવરામે જયાનંદનો ઉપકાર માન્યો, ને તેની પાસે પાઠ શીખવા જવા લાગ્યો. તે વખતે જયાનંદે જીવરામને શીખામણ આપી કે મેં કાલે તને ભમરડો નહોતો આપ્યો તે તારા ફાયદા વાસ્તે હતું.

## પાઠ ૩ જો.

યત્ન=મેહેનત. હાંસી=મશ્કરી. ચાહે=ઇચ્છે.
કંકાસ=કજીઓ, ટંટો. દુર્ગુણ=નઠારા ગુણ.

**સાર**—વળી જયાનંદે જીવારામને વધારે સમજાવી કહ્યું કે મારી ચાલ નિશાળના છોકરાઓને માઠી લાગતી હશે, પણ હું જે કરૂંછું એ સૌના સારાને માટે કરૂંછું. આ ઉપરથી જીવરામે પોતાની મા આગળ જયાનંદના વખાણ કર્યાં

ઉપરના ત્રણે પાઠનો સાર એટલોકે **છોકરા હિંમતથી વ્યાજબી કરે તો ઘણો ફાયદો થાય**, અને નિશાળમાં નિતિ વધે.

## પાઠ ૪ થો.

સેવેછે=પોષે છે. શ્વાસ=દમ. છિદ્ર=ઝીણાં કાણાં.

**સાર**—આ પાઠમાં જાત જાતનાં પક્ષીનું વર્ણન કરેલું છે.

## પાઠ ૫ મો.

સિંધવ=એક જાતનો ખાર. ડોળયો=ડોળી. દુર્બળ=દુબળું.

**સાર**—યુરોપ ખંડમાં પોલાંડ કરીને દેશ છે, ત્યાં આશરે છસો વરસ ઉપર **સિંધવની** ખાણ નીકળી છે, તેમાં આખી દુનિઆના લોકોને હજારો વરસ ચાલે એટલો **સિંધવ** ભરેલો છે.

**સિંધવ** મીઠાનાં ઠેકાણે વપરાય છે. **સ્પેન** દેશમા સિંધવનાં રમકડાં બનાવે છે, અને **આફ્રિકા** ખંડના વચલા મુલકમાં તેને ઘસી ગોળ કકડા કરી પૈસાને ઠેકાણે ચલાવે છે, તેમજ **એશિયાખંડના** કેટલાક ભાગમાં ઘર બાંધવાનાં કામમાં આવે છે. આથી આપણે પરમેશ્વરનો ઉપકાર માનવો જોઈએ કે આપણા સુખને માટે તેણે કેવી કેવી તરેહની તજવીજ કરી રાખી છે.!!

## પાઠ ૬ઠો.

**કળી=ડાળીને છેડે ગોળ ફણગો ફૂટે છે તે. કુંપળ=મોટી કળીને કહેછે**

પાનખર ઋતુ=પાંદડાં ખરવાની મોશમ.

**સાર**—પાંદડાં પાકાં થઈને ખરી પડયા પછી ઝાડને ટીશી થાયછે. એ ટાંશી મોટી થઇ ફૂટેછે ત્યારે તેમાં ફૂલ થઈ પાંદડાં થાયછે.

પાઠ ૭મો.

કુંહાળી=ગરમ. જગકર્ત્તા=દુનિયાનો બનાવનાર પરમેશ્વર.

પાઠ ૮મો.

કિનારે=કાંઠે. મૈલ=આરધો ગાઉ. આંતરે=છેટે, નામિચું=જાણીતું, પ્રખ્યાત. કોટ=ગઢ. ભાગોળ=મોટા રસ્તા. કિલ્લો=ગઢ. કલેકટર=વહીવટી અધિકારી. માજીસ્ટ્રેટ=ન્યાય કરનાર અમલદાર. આસિસ્ટંટ=મદદગાર. ગથક=મોટું ઠેકાણું. કોઠી=વખાર.

**સાર**—સુરત શેહેર અગાઉ વેપાર રોજગાર અને પૈસે ટકે સુખી હતું, પણ આગ તથા રેલની આફતથી હાલ ટૂટી પડયું છે. તેને બે ગઢ છે. નાના ગઢની અંદરના ભાગને શેહેર કહેછે. તે નાના અને મોટા ગઢના વચલા ભાગમાં પરાં આવેલાંછે. શેહેરની અંદર વળી બીજો નાનો કિલ્લો છે તેને ફરતી ખાઇ છે, એ ખાઇ ઉપર લાકડાંનો ઉપાડી મૂકી શકાય એવો પૂલ બાંધેલો છે. એ કિલ્લાની અંદર અમલદારની કચેરીઓ છે. અંગ્રેજ લોકોએ પહેલવહેલી કોઠી સુરતમાં ઇ. સ. ૧૬૧૨ માં નાંખી હતી. તેમ ફિરંગી અને વલંદાએ પણ પહેલો સુરતમાંજ વેપાર કીધો હતો.

પાઠ ૯ મો.

ઈમારત=હવેલી. મરામત=સમરાવવું. હાલત=સ્થિતિ. દેખાવ=ડોળ. શરીયામ=મોટા. મ્યુનિસિપાલટી=શેહેર સુધારાખાતું. વરણ=જાત. ફુરજો=વહાણનું રેહેઠાણ. બારકસો=વહાણો. કમી=ઓછું.

**સાર**—શેહેરમાં જોવા લાયક નવાબ સાહેબ અને બક્ષી સા-

હેબનો દરિયા મહેલ છે. શેહેર સુધારાખાતાંથી ગલીઓ અને સડકોની સફાઇ સારી રહેછે. પશ્ચિમ બાગમાં યુરોપી અમલદારો રહે છે. વળી વહોરા તથા પારસી લોકોના બંગલા પણ જોવા લાયક છે. તાપી નદીનાં વહાણ ચાલેછે ત્યાંથી ઘણો માલ પરદેશ જાયછે. સુરત બંદર છે તેમ રેલ્વે સ્ટેશન પણ છે.

### પાઠ ૧૧મો.

તીણાં=ઝીણાં. શોધીશોધીને=ગોતાગોતીને. ખબરદાર=હોશિયાર. પૂજા=ભક્તિ. અદ્ભૂત=નવાઇજેવી, ચમત્કારી.

**સાર**—ગરમ દેશની નદીઓમાં **મગર** થાયછે, તેનો ઘાટ ઘણુંકરીને ગરોળી જેવો હોયછે; પણ તે બાર તેર હાથ લાંબા થાયછે ને તેનો રંગ તમાકુ જેવો હોયછે મોઢાની ફાડ મોટી અને તે માંહે ઝીણા દાંત હોયછે. મગરો ઈંડાં રેતાળ જગ્યામાં મુકેછે, એ ઈંડાં બારેક જેવડાં હોયછે. મગરના ઈંડાંને સાપ બહુ ખાઇ જાયછે. વળી મિસર દેશમાં **ઇકન્યુમન** કરીને જનાવર થાય છે તે મગરના ઈંડાંને શોધી ફોડી ખાવામાં બહુ હોશિયાર હોય છે, તેથી તે દેશના લોકો એ જનાવરની પૂજા કરેછે. ઈંડાંમાંથી બચ્ચાં નીકળેછે તેવાંજ પાણી ભણી દોડેછે. તેમાંથી ઘણાં તો રસ્તામાંજ મરી જાયછે.

### પાઠ ૧૨મો.

સ્થિર=હાલે ચાલે નહિ તે. તલપ=ઝડપ, ઠેકડો. દુર્ગંધ=નઠારીગંધ. મરકી=રોગચાળો. વ્યાધી=રોગ, પીડા. પ્રસાદ=ખાવાનું. મસ્ત=જોરાવર. ભરણપોષણ=પાલણપોષણ. ભક્ત=સેવક.

**સાર—મગર** મડદાં જેવો થઇ કાંઠે આવેછે, અને શિકાર મળે કે તુરત ઝડપ મારી પકડી ખાયછે તે દરિયામાંનાં મડદાંને ખાઇ જાયછે, તેથી દરિયાનું પાણી સ્વચ્છ રહેછે. મિસર દેશના મૂરખ લોકો

મગરની પૂજા ધરેઆ તથા ફૂલ મંડુગાવી કરતા હતા, તેમજ કરાંચી આગળ એક તળાવ છે ત્યાંના લોકો મગરની પૂજા કરી તેને પ્રસાદ ખવરાવતા હતા; તેથી મગર આલગસ્ત થઇ ગયા છે તે એટલે સુધી કે વખતે માણસના જીવનું નુકશાન કરેછે, એ ઉપર થી સરકારે મગરને ખવરાવવાની બંધી કરી છે.

## પાઠ ૧૩મો

સખત=મજબૂત. ઓજાર=હથિયાર.

**સાર**—કાપવાના હથિયાર લોઢાંનાં બનેછે, પણ તેને માટે ગજવેલ, પોલાદ અથવા જેને ખરૂં લોઢું કહેછે તે જોઇએ છીયે. એવું લોઢું કરવાની રીત એ છે કે લોઢાંના સરીઆને એક વાસણમાં ભારી ઢાંકણું બંધ કરી લઈ ભઠ્ઠીમાં પકવેછે, ધારવાળાં લોઢાંને માટે ઘણા દિવસ ભઠ્ઠીમાં રાખે છે, અને કમાન વગેરે કરવાનાં લોઢાંને થોડા દિવસ ભઠ્ઠીમાં રાખેછે.

## પાઠ ૧૪મો.

સ્થિતિસ્થાપક=જે વસ્તુ વળીને પાછી પોતાના રૂપમાં આવી જાયતે.

**સાર**—ખરા લોઢાંને પાણી પાવાની રીત એવી છે કે તપાવીને તુરત ટાઢું પાડવા, પારામાં, પાણીમાં કે તેલમાં બોળે છે, અને ટાઢું પાડતાં થોડી કે ઘણી વાર લાગે તેમ લોઢાંમાંથી જુદી જુદી જાતના રંગ નીકળેછે.

## પાઠ ૧૫ મો.

ઈતરાજી=નાખુશી. દારોગો=ખાવાનું લઇજનાર. અકળાયો=મુંઝાયો. લાગાગમ=સંબંધ. ઓસાર=ભાગ.

**સાર**—પારીસમાં અસલ બાસ્તીલ કરીને કિલ્લો હતો, તેમાં કેદખાનું હતું. ત્યાં લાટુડ કરીને એક કેદી ઘણાં વરસ લગી

એકલો રહેતા હતો. તેણે પોતાની કોટડીનાં બાંકામાં એક ઉંદરને દીઠો તેને રોટલો નાંખી હેળવ્યો.

**પાઠ ૧૬ મો.**

| | | |
|---|---|---|
| સ્વાદ=મીઠાશ. | યુક્તી=કળા. | છાતી=હિંમત. |
| રાવ=ફરિયાદ. | મનસુબો=વિચાર. | માદા=સ્ત્રી. |
| હિમાયતી=ધણી. | રમૂજ=મજા. | |

**સાર—લાટુદ** ઉંદરને સારી પેઠે હેળવ્યો એટલે તે કોટડીમાં એક દર હતું ત્યાં રહેવા લાગ્યો. પાંચ છ દહાડા સુધી હમેશા લાટુદ આગળથી રોટલાના કકડા ખાધા પછી એક ઉંદરડીને તેડી લાવ્યો. તે પહેલાં તો બીવા લાગી પણ થોડા દિવસમાં હળી ગઇ.

**પાઠ ૧૭ મો.**

| | | |
|---|---|---|
| ગંદી=ગોબરી. | સુગ=ગમ. | સારંગ=ગતલબ. |
| રીઝવે=રાજી રાખે. | નિગંત=જંપ. | હિજરાયો=પસ્તાયો. |
| વેગળે=છેટે. | વિજોગ=છૂટાપણું. | મોજ=મજા, ગમત. |
| નર્યાં=એકલાં. | હાડછેડ=તરછોડવું. | માયા=હેત, મમતા. |

**સાર**—ઊંદરડી હળી ગયા પછી પાછો એક ઊંદર આવ્યો, તે **પણ** હળી ગયો. એમ કરતાં એક અઠવાડીઆંમાં દશ ઊંદર **ભેગા થયા; અને લાટુદ સાથે એટલા** હળી ગયા કે તેની સાથે બેસી ખાવા લાગ્યા, પણ તેમની ગોબરી રીતથી લાટુદને ચીતરી ચડે. જેમ છોકરાં માબાપને ઇચ્છે છે, તેમ ઊંદરો લાટુદ ઉપર મમતા રાખવા લાગ્યા, તેથી લાટુદને ગમત થવા માંડી. પણ બે વરસ પછી તેને ત્યાંથી બીજે ઠેકાણે લઇ ગયા, ત્યાં ઊંદરોથી જવાયું નહિ, તેથી લાટુદ પોકપોક મૂકી રોયો. આ ત્રણે પાઠનો સાર એટલોજ કે— **માણસને સમાગમ જેવું સુખ એકે નથી. આપણે જનાવર**

ને તરછોડીએછીયે, તેમ નહિ કરતાં તેમનાપર હેત રાખવુ.

## પાઠ ૧૮મો.

વર્ણન=હકીકત. કારખાનું=સચો. સાટો=ચક્કર.

**સાર**—કાપવાનાં હથિયાર **પોલાદનાં** થાયછે. પોલાદ ત્રણ પ્રકારનુંછે. ૧ ભઠ્ઠીમાંથી નીકળેછે તે. ૨ ઘડેલું. ૩ ગાળેલું. જે જાણસને ઓપની જરૂર નથી, તેમાં પહેલી જાતનું પોલાદ વાપરેછે. જેને થોડા ઓપની જરૂર છે, તે બીજી જાતનાં પોલાદની થાયછે. ને ઘણા ઓપને માટે ત્રીજી જાતનું પોલાદ વપરાય છે.

ભઠ્ઠીવાળું પોલાદ કાણાં કાણાં વાળું હોય છે, તેને તપાવીને ટીપે છે ત્યારે બીજી જાતનું પોલાદ થાયછે. વિલાયતમાં પોલાદને ટીપવાનાં કારખાનાં છે, તેમાં એક ચક્કરના જોરથી દશ દશ મણના હથોડા એક મિનિટમાં સોથી બસો સુધી પડેછે. તેજ કારખાનામાં એક બીજો હથોડો છે, તેના એક મિનિટમાં ત્રણસેં ઘા પડેછે.

## પાઠ ૧૯ મો.

તૈયાર=હાજર. ચીજ=વસ્તુ.

**સાર**—ચપુ બીજી જાતનાં પોલાદનું બનેછે. તેના ઉપર ૧૪૪ જાતની કારીગરી જુદા જુદા ૧૬ માણસથી થાયછે; એમ છતાં **શેફીલ્ડ** શેહેરમાં થોડી મિનિટમાં ચપુ તૈયાર થાયછે.

## પાઠ ૨૦ મો.

કોશ=ગાઉ. રળિઆમણું=શોભિતું. મરામત=સુધારો.
શુમારે=આશરે. મુશ્કેલી=હરકત. ઢોળાવ=ઢાળ.
જાસ્તી=વધારે.

**સાર**—નર્મદા નદીને કાંઠે **ભરૂચ** શહેર છે, તેને ફરતો કોટ છે; એ કોટને સાત દરવાજા છે. કોટની મરામત નહિ થવાથી ફર-

લીક જગ્યોએ તૂટી ગયો છે. શેહેરની લંબાઈ લગભગ ૨ ગાઉ છે, પણ પોળાઇ માત્ર થોડીજ છે. રસ્તા સાંકડા છે. શેહેરમાં હિંદુ, મુસલમાન, પારસી વગેરે લોકો રહેછે.

આંહી પરદેશી વહાણો ઘણાં આવતાં, પણ હાલમાં નદી પૂરાઇ જવાથી વહાણને આવવાની હરકત પડે છે.

## પાઠ ૨૧ મો.

રોજી=રોજગાર. વણકર=લૂગડાં વણનાર. સસ્તો=સોંઘો.
વાતી=વખાર. અદાલત=કચેરી. મ્યુનિસિપાલકમિટી=શેહેર સુધારાની સભા.

**સાર**–શેહેરમાં સરકારી કચેરીઓ, સુધારા ખાતું અને ઇંગ્રેજી, ગુજરાતી નિશાળો પણ છે. વળી **લાંડન**સાહેબે કાઢેલું ૨ કાંતવા,–લોઢવાનું વરાળનુ કારખાનું છે. એ સિવાય સાત આઠ ૨ લોઢવાનાં વેપારીનાં કારખાનાં પણ છે. અસલ દેશી કપડ આંહી ઘણું થતું હતું, તેથી રોજગાર સારો હતો. પણ હાલમાં વિલાયતી કપડ વધી પડવાથી રોજગાર ભાંગી પડયો છે.

## પાઠ ૨૨ મો.

રમૂજી=આનંદ આપનાર. વિદ્વાન=ભણેલા, પંડિત. અચરજ=નવાઈ.
પોત=કદ. નાજુક=કોમળ, નાનું. ધટ=જાડું.
ઝળકિત=શોભિતાં. પોષણ=ગુજરાન.

**સાર**–વિદ્વાન પુરૂષોએ લગભગ ૧ લાખ જાતનાં જીવડાંઓનું વર્ણન કર્યુંછે. તેમાં માથુ, પેટ અને પેડાનું વર્ણન મૂખ્યત્વે કરેલું છે. બીજાં જનાવરોને બે આંખો છે પણ જીવડાંને ઘણું કરીને એક આંખ હોય છે, તેથી ચારે તરફ જોઇ શકે છે. માંખ, ભમરા અને પતંગીઆંને પાંખોછે. કેટલાએકને સૂંઢ હોયછે. મધમાખ પોતાની સૂંઢ

વડે ફૂલનો રસ ચૂસી તેનું મધ અને મીણ બનાવે છે.

### પાઠ ૨૪ મો.

મુસાફર=વટેમાર્ગુ. વિકટ=અઘરો. નાવડાં=હોડીઆં.

સાર-હિંદુસ્તાનની ઉત્તરે હિમાલય પર્વતછે, તે ઉપર સદા બરફ રહેછે. તેથી ઉત્તર તરફના લોકોને જવા આવવાને ઘણી હરકત પડેછે.

### પાઠ ૨૫ મો.

કસ=રસ. નિપજ=ઉપજ. તડ=ફાંટા.

સાર-કાચું સોનું પાકે એવો ગૂજરાત દેશ છે. ગતલબકે રસ કસ ઘણા સારા થાયછે. હિંદુસ્તાનની લંબાઈ ૧૯૦૦ મૈલ, અને પહોળાઇ ૧૫૦૦ મૈલ છે. હિંદુસ્તાનમાં ઘણી જાતના ઝાડ, થાયછે, તથા લોઢાંની ખાણો છે. તેમ સોનાં રૂપાં અને હિરાની પણ ખાણો છે. એવો સમૃધી વાન દેશ હોવાથી અસલ પરદેશી રાજા ઘણા ચડી આવતા હતા. આદેશમાં હિંદુ અને મુસલમાન વસે છે. વળી હાથી, વાઘ, અને ચિત્તા વગેરે જનાવરો થાય છે.

### પાઠ ૩૨ મો.

દૂર=છેટું. ગચીઆં=ગાંગડા. પારદર્શક=આરપાર દેખાયએવું.
વાદે=હેયે. બે ત્રતીઆંશ=ત્રણ ભાગમાંથી બે ભાગ લેવા જેટલું.

સાર—પરમેશ્વરે માણસનાં સુખને સારૂ સઘળી જગ્યાએ મીઠું ભરી રાખ્યું છે, તે ખારાં પાણીનુ બનેછે. દરિઆનું પાણી ક્યારામાં ભરી સૂકવે તો મીઠું સારૂં થાયછે. વિલાયતમાં તડકો સારો નહિ હોવાથી પાણીને થોડા દિવસ રહેવા દઇ ઉકાળી મીઠું કરેછે.

### પાઠ ૩૩ મો.

પ્રોધ=પોષવો. ભય=બીક. ખંડેર=તૂટી પડેલાં મકાન.

**સાર—વરાડ** પ્રાંતમાં **લુનાર** કરીને એક ગામ છે, તેની પાડમાં એક સુંદર સરોવર છે, તે સરોવરનાં પાણીનું મીઠું પકવતાં, તેની ઉપજ ત્રણ લાખ રૂપિઆની થતી એવું કહેછે. હાલ તે પાણી કાઢી નાંખવામાં આવતું નથી, તેથી સરોવર હેકડાઠઠ ભર્યું રહેછે.

### પાઠ ૩૪ મો.

ધમકી=બીક. અણગમો=કંટાળો. ઇચ્છા=મરજી.
માઠું=ખોટું. ઉપાય=ઈલાજ. વિનંતી=અરજ.
અસર=લાગણી. ઉમંગ=હોંશ. બળાત્કાર=જુલમ.
કઠોર=નઠારા. કડાકીના=મિજાજના, અહંકારના.

**સાર—કડાકીનાં અને ધમકીનાં વચન બોલવા કરતાં મીઠાં વચનથી કામ સારૂં થાયછે.** બરોબરીઆને અને બીજાને મીઠાશથી કામ બતાવવામાં જેટલો ઉમંગ વધેછે, તેટલો બળાત્કારે કામ બતાવવાથી કંટાળો આવેછે. મા, અને બાપની બેયરનો એકજ અર્થ છે, પણ બોલવામાં ફેર છે. માટે મીઠાં વચન બોલી ભલાઇથી કામ કરવું. સુધરેલા દેશના લોકો પોતાના ચાકરને પણ મીઠાશથી બોલાવે છે.

### પાઠ ૩૬ મો.

વાદ=તકરાર. વટેમાર્ગુ=મુસાફર. બફારો=ધામ, ઉકારો.
રાહેવાયો=ખમાયો. આકળા=ઉતાવળા.

**સાર**—બળાત્કાર અને મારફાડથી કામ સારૂં થતું નથી, પણ ભલાઇ અને નરમાશથી કામ સારૂં થાયછે.

### પાઠ ૩૭ મો.

અંગજ્ઞાન=શરીરનું જ્ઞાન. એટલે જે કુદરતી રીતે વગર શીખવાડે થાયછે તે. તર્કશક્તિ=વિચાર કરવાની શક્તિ. ગુમાવે=ખૂએ.

ખોરાક=ખાણું. વિશેષ=વધારે. પોતિકા=પોતાના. સંઘરો=ભેગું કરવું.

**સાર**—પ્રાણી=જેને જીવ છે અને જે આંહીંયાં તહીં ફરીશકે છે તે જેમ પશુ, પક્ષી, માછલાં, વગેરે.

પ્રશ્ન—માણસ અને પ્રાણીમાં ફેરશો?

ઉત્તર—પ્રાણીમાં **અંગજ્ઞાન** છે, અને માણસમાં **અંગજ્ઞાન** તથા **તર્કશક્તિ** એ બંને છે.

પ્રશ્ન—અંગજ્ઞાન અને તર્કશક્તિ એટલે શું?

ઉત્તર–છોકરાંને જે શીખવ્યા વગર ધાવવાનું મન થાયછે, ભૂખ લાગેછે, વગેરે જે જ્ઞાન એની મેળે થાયછે તે અંગજ્ઞાન. અને દૂધપાકમાં શેર દૂધે ચોખા કેટલા જોસે? આ વળી ભાર ઝીલી શકશે કે નહી? વગેરે જે જ્ઞાન થાયછે તે તર્કશક્તિ કહેવાય.

પ્રશ્ન—જંગલી માણસ અને બીજાં પ્રાણીનો મુકાબલો કરો?

ઉત્તર–જંગલી માણસ સારો દિન ખાવા પીવાની પંચાતમાં રહે છે તેમ જનાવર પણ રહેછે. જંગલી માણસ જેમ ઝુંપડી બાંધી રહેછે તેમ સસલા, બીવર અને મધ માખ પણ ઘર બાંધે છે. ફેર માત્ર એટલોજ કે જંગલી માણસ હથિયાર વગર કાંઈ કામ કરી શકતો નથી; પણ જનાવર પોતાના અંગ હથિયારે બનાવેછે.

## પાઠ ૩૮ મો.

શોચના=દિલગીરી. શોધ=ખોત. અજમાવી=તપાસી.
તરેહ તરેહનાં=જાત જાતનાં. પાર=છેડો. પંક્તિનાં=હારનાં, જાતનાં.
પ્રેરણા=ઈચ્છા. કસર=કચાશ. ઉત્તમ=વધારે સારો.
ગુંચવણ=અડચણ.

**સાર**–માણસ અને પ્રાણીમાં બીજો ફેર એછે કે માણસ ભૂલ ખાયછે, પણ જનાવરમાં ભૂલ થતી નથી, કે તેમાં કાંઈ વસ્તુ જુદી

જાતની બનાવટમાં ગાટે વાદ વીવાદ થતો નથી. ત્રીજો ફેર એછે કે માણુસ પોતાની રહેણી કહેણીમાં સુધારો કરેછે, પણ જનાવર તેમ કરીશકતાં નથી; એટલે હજાર વરસપર ચકલીઓ જેવા માળા બાંધતી, તેવાજ માળા હાલની ચકલીઓ બાંધેછે.

## પાઠ ૩૯ મો.

| | | |
|---|---|---|
| રચના=બનાવટ. | કરોડ=બરડાનું હાડકું. | ટટાર=સિદ્ધા. |
| માફક=રીતસર. | કૃપાળુ=દયાવાળા. | પાર=છેડો. |

**સાર**—પ્રાણીનાં શરીરના બાંધામાં ભેદ છે. ૨૧ કેટલાંકને કરોડનું હાડકું હોયછે, જેવાંકે કુતરૂં, બગલુ, ગાય, ઘોડો, માછલી, દેડકા, એરૂ વગેરે. કેટલાંકને કરોડ નથી હોતી તે જેવા કે શીપ તથા શંખમાં થાયછે તેવી માછલી, ગોકળગાય, મધમાંખ વગેરે. ૨ કેટલાંકને પંજો હોયછે જેવાં કે કુતરો, વાઘ, સિંહ, રીંછ વગેરે. અને કેટલાંકને ખરી હોયછે જેવાં કે ઘોડા, ગાય, મેંઢા, ભુંડ. કેટલાંકને આંગળા હોયછે જેવાં કે વાંદરા. વળી દેશ દેશનાં જનાવરનાં ખોરાકમાં પણ ફેર છે વાહ! પરમેશ્વરે કેવી કેવી રીતનાં પ્રાણી સરજ્યા છે! ઉંટને ઝાડનાં પાદડાં ખાવાં છે માટે તેની ડોક ઉંચી બનાવી અને ભેંસને ભોંયપરનું ઘાસ ચરવું છે માટે તેની ડોક નીચી રાખી! **પરમેશ્વર તારી ખુબીનો પાર નથી!!**

## પાઠ ૪૦ મો.

| | | |
|---|---|---|
| અચરજ=નવાઇ. | માદા=સ્ત્રી. | ચારો=ખાવાનું. |
| ક્ષણ=થોડી વાર, પલ. | વીલાં=એકલાં. | |

## પાઠ ૪૩ મો.

| | | |
|---|---|---|
| બારીક=ઝીણો. | પ્રવાહી પદાર્થ=જેનો રેલો આવે તેવી વસ્તુ. | |
| શીસો=સુંવાળો. | ગરમ=ઉનો. | કંપ=ધ્રુજારો. |

સાર–હાંડી, તક્તા વગેરે કાચના બનેછે, પણ ચીની ચલાણાં, રકાબીઓ, વાડકા વગેરે માટી અને ચકમકના બનેછે. ચકમકને ચૂનાની પેઠે પકવી, પછી પાણીમાં પલાળતાં જાયછે; અને ખાંડતા જાયછે. ખાંડીને ઝીણો ભૂકો કર્યા બાદ પલાળેલી માટીમાં મેળવી ખૂબ મસળી લીસી કરી તે મિશ્રણ માટીને ચાકડાપર ચડાવી જોઇએ તેવો ઘાટ કરેછે.

## પાઠ ૪૪ મો.

ડોળીઆં=કાચો ઘાટ. ખરાદી=સંઘાડીઆં

સાર-ઘાટ તૈયાર થયા પછી સંઘડાપર ચડાવી જોઇએ તેવાં કરેછે. એમ બરણીઓ અને ચલાણાં બનેછે, પણ નાળચાં, હાથા, રકાબીઓને માટે તો બીબાં હોયછે. તેમાં લોંદો નાંખી જોઈએ તેવા ઘાટ કરેછે. એમ ઘાટ તૈયાર થયા પછી બીજાં વાસણમાં તેને મૂકી બે દિવસ સુધી પકવેછે, ત્યાર બાદ શીશાના ખારમાં મીઠાની મેળવણી કરી તેમાં પેલા પકવેલાં વાસણ બોળી, વળી એકવાર ધીમી આંચે પકવેછે; એટલે ચકચકતા થાયછે.

## પાઠ ૪૫ મો.

સફેદ=ધોળા. ચીતારા=ચીતરનાર. શોધી=ગોતી.

સાર–વાસણપર જે ચિત્રો હોયછે, તે ચિત્ર એક કાગળપર પાડી, મીઠાની મેળવણી કર્યા અગાઉ તે કાગળ વાસણપર ચોઢી દેછે. અને પછી ધૂએછે ત્યારે કાગળ ઉખડી જઈ ચિત્ર પડયું રહેછે. પછી માંડાની મેળવણી કરી પકવેછે, એટલે સરસ ચળકતું પડી રહેછે. સોનેરી ચિત્ર આવેછે તે ઊંટના વાળની પીંછી વતી ચીતરી પછી ઉપર સુજબ કરેછે.

## પાઠ ૪૬ મો.

મેળવણી=મેગ.

**સાર**—અસલ **વિલાયતમાં** આવાં વાસણ કેમ બનેછે? તેની ખબર નહોતી. પણ એક દિવસ કોઇ બાઈએ ગાંસને મીઠાનાં પાણીમાં ખદખદાવ્યું તેનો ઉભરો આવવાથી મીઠાનાં પાણીના રેલા તે હાંડલાની બહાર ચાલ્યા, તે ધોળા જામી ગયા, એ એક કુંભારે દીઠું. વળી કેટલાક કહેછે કે ચકમકને બાળીને તેનો ભૂકો એક ઘોડાની આંખમાં કોઇએ નાંખ્યો, તે પલળીને ચીકણો મેલ જેવો થઇ બહાર નીકળ્યો, તે કોઇ કુંભારે દીઠું: તેથી આ હિકમત સૂઝી આવી.

## પાઠ ૪૭ મો.

રાજધાની=રાજગાદી. ઉજ્જડ=વસ્તી વગરનું. પ્રતિષ્ઠા=સ્થાપના.

**સાર—સંવત ૮૦૨ માં વનરાજ ચાવડાએ પાટણ** વસાવ્યું હતું. તે હાલ **ગાયકવાડ** સરકારના કબજામાં છે. બજાર વચ્ચે **પંચાસરાપારસનાથના** દેરાંમાં **વનરાજની** મૂર્ત્તિ છે શેહેરના પશ્ચિમ ભાગમાં **હેમાચાર્યજીની** વિદ્યાશાળા હતી, અને એક મૈલ દૂર **સિદ્ધરાજ જયસિંહનું** બંધાવેલુ **સહસ્રલીંગ** સરોવર તૂટી ગયેલી હાલતમાં છે. તેને પડખે એક વાવ છે, તે સિદ્ધરાજની મા **મિનળદેવીએ** બંધાવી હતી.

## પાઠ ૪૮ મો.

જૈન=વિતરાગ માર્ગને જાણનાર, શ્રાવક. તાડપત્ર=તાડના પાંદડાં.

**સાર—પાટણના** પટોળા અને સૂડીઓ સારી થાયછે. **પાટણવાડામાં** ઘી અને જાર સારી થાયછે. તેમાં **મોઢેરા, ઊંઝા, સિદ્ધપુર** વગરે પ્રખ્યાત ગામ છે. મોઢેરા ગામ ઉપરથી મોઢ વાણિઆ અને મોઢ બ્રાહ્મણો કહેવાયછે. તેની પાસે **કરણ રાજાનું** બંધાવેલું **કરણ સાગર** તળાવ છે. ઊંઝામાં કડવા કણબીની કુળદેવીનું સ્થાનક છે અને સિધપુર **સરસ્વતી** નદીને કિનારે છે. ત્યાં **રૂદ્રમાળાનું**

દેરૂ તૂટેલી હાલતમાં છે.

## પાઠ ૪૯ મો.

તારા=ચાંદરણાં. મુકામ=પડાવ. ઉધમી=મેહેનતુ.
કસબ=હુન્નર. વર્ણ=રંગ.

**સાર—હિંદુસ્તાન** અને બીજા દેશો મળી જે ખંડ છે તેનું નામ **એશિયા** ખંડ. તેના ઉત્તર ભાગમાં ઘણાં આઠવાડીયાં સુધી સૂર્ય ઉગતો નથી. પણ ઉત્તર **અરૂણપ્રકાશ** નામનો તારો ઉગેછે તેના, ચંદ્રના, અને તારાનાં તેજ વડે પ્રકાશ રહેછે. ઉત્તરમાં **સૈબિરીયા** કરીને દેશ છે, ત્યાંના લોકો ટાઢને લીધે ભોંમાં ભોંયરાં કરી રહે છે. એ **સૈબિરીયા** અને **કામસ્ચાટકા**ના લોકો ઠીંગણા અને ગંદા છે. મધ્ય ભાગ ગરમ છે, તેથી લોકો પોતાના ઢોર લઇ રખડતાં ફરે છે. મધ્ય ભાગની પૂર્વે **ચીન** કરીને દેશછે, ત્યાંની કરોડો રૂપિઆની ચા પરદેશ જાયછે. એ દેશના લોકો ઉધમી અને હુનરી છે. દક્ષિણ ભાગમાં તાપ વિશેષ પડે છે, તેથી ત્યાં તેજાનો, ઝાડ, જનાવર, જવાહિર વગેરે પાકે છે. લોકો કેટલાક મૂર્ત્તિને પૂજેછે અને કેટલાએક નથી પૂજતા.

## પાઠ ૬૨ મો.

ખોડ=ખામી. શોધ=ગોત. અકળાવું=મુંઝાવું.
દાથરો=નોળરો. સુસ્ત=આળસુ, એદી. ઉલટભેર=હોંશભેર.

**સાર—ઠાકોરના** બાપે ઠાકોરને ગુણાકારનો હિસાબ લખાવ્યો, તે ખોટો પડવાથી ફરીને ગણવાનું કહ્યું, પણ ઠાકોરને ગણવો ગમે નહિ, ત્યારે તેના બાપે ફરીને કહ્યું કે તું આળસ શું કરે છે? જો, જરા વહીમાં ભૂલ છે, માટે ગણી કાઢ, તે પહેલાં ઉઠીશ નહિ. એમ કહી પોતે બીજા ઓરડામાં ગયો.

## પાઠ ૬૩ મો.

અકળાગણુ=મુંઝવણુ. કઠણુ=અઘરો. પાર=છેડો, આરો.

**સાર—ઠાકોરને** અકળામણુ આવી ને રોવા લાગ્યો. અને તેના બાપ ઉપર રોષ કાઢવા માંડ્યો. એવામાં તેની બેન **વિજળી** આવી તેણે હિસાબ જોયો તો સહેલો લાગ્યો, તેથી ઠાકોરને ગણુવાનું કહ્યું, પણુ ઠાકોરે ગણુવાની ના પાડી, એટલામાં એક કંડિઆ વેચનાર છોકરો આવ્યો.

## પાઠ ૬૪ મો.

વસમું=ખોટું. કાયર=કંટાળો. ઘંઘવાળો=ગીસાળ. ઉલટ=હોંશ.

**સાર**—કંડિયા વાળાને **વિજળીએ** પૂછ્યું, કે બાપા તને આવા સારા કંડિયા કેમ આવડયા? તે બોલ્યો કે પહેલી મને ઘણી અકળાગણુ આવતી હતી, પણુ મારો એક પાડોશી મને ફરી કરવાની વારંવાર સુચના કરી, "**ભૂલ્યા ત્યાંથી ફરી કરો**" એ કહેવત કહેતો હતો. તે ઉપરથી હું એક બે અને ત્રણુવાર ભૂલું તો ફરી કરતો હતો. એટલે આવડી ગયા. ઠાકોરને ઊપલી વાતની અસર થઇ. આખો લોહી, હિસાબ ગણી, પોતાના બાપને બતાવ્યો. અને કંડિયા વાળાની વાત કહી હવેથી તેમ કરવા મરજી બતાવી.

## પાઠ ૬૬ મો.

સુક્ષ્મદર્શક યંત્ર=ઝીણી વસ્તુને મોટી કરી બતાવનાર સંચો.
અચરજ=નવાઇ. જેરવે=પચાવે. પારદર્શક=આરપાર દેખાય એવું.
ભક્ષ=ખાવાનું. આગળા=વળ. નકશી=કારીગરી. કોહેલી=બગડેલી.

સાર—સુક્ષ્મદર્શક યંત્ર વતી જોતાં બે ટીપાં પાણીમાં આખી પૃથ્વીના એક અબજ માણુસની વસ્તી જેટલાં જીવડાં માલૂમ પડેછે. એવાં ઝીણાં પોરાંનાં શરીરમાં કોથળી જેવું હોયછે, તેમાં

ખાધેલું પચવેછે. વળી તે કોથળીમાં ખોરાક ભરેછે. બીજી જાતનાં પોરાંને માથે ચકકર હોયછે. તેમ કોઇ પોરાં સાપના જેવાં લાંબાં હોયછે, અને કેટલાંક પોરાં ઉપર કાચના જેવી છીપ હોયછે.

## પાઠ ૬૭ મો.

પ્રખ્યાત=જાણીતું. રમણિય=શોભિતું.

**સાર—વડોદરૂં** એ ગાયકવાડની રાજધાની બાબું પ્રખ્યાત શહેર છે. તેને ફરતો કોટ છે. શહેરની મધ્ય ભાગમાં ઘડિઆળ છે, તે આખા શહેરમાં સંભળાય છે. નવા બજાર આગળ **સરસીઉં** તળાવ છે, અને **ગેંડીના** દરવાજે ગેડી નામનું જનાવર બંધાય છે. વાડીપરામાં શાહૂકાર **ગોપાળરાવ મહહાવરાવની** મોટી હવેલી છે.

## પાઠ ૬૮ મો.

જોગ=લાયક.

**સાર**—પાણીના દરવાજે વાઘ બંધાય છે. ત્યાં **ભદ્ર નામે** જગ્યા છે, તેમાં સરકારી મોદીખાનું રહેછે. **લાડબા** દેવીના મંદિર આગળ **સુરસાગરનું** તળાવ છે. અને ધીને કાંટે પરદેશી ગાડીઓ ઉતરેછે. **વડોદરા** આગળ **વિશ્વામિત્રી** નદી છે; એ નદીપર પૂલ બાંધેલો છે. પૂલ આગળ ગાયકવાડના પૂર્વજોનાં દેરાં છે, ત્યાં દક્ષિણી બ્રાહ્મણને ખીચડીનું સદાવ્રત મળેછે. **કાંપમાં** સાહેબ લોકો અને છાવણી રહે છે. **બાબાજીપરામાં** તોપખાનું છે. **મોતીબાગ** અને **મસ્તુબાગ** જોવા લાયક છે. **ગાયકવાડ** મહારાજની વરસમાં ત્રણ વાર મોટી સ્વારીઓ નીકળેછે.

## પાઠ ૬૯ મો.

| | | |
|---|---|---|
| નિર્મળ=ચોખ્ખું. | પુષ્કળ=ઘણું. | જાગશે=ભાગ્યે. |
| લિપી=ચીંટી. | માજરાં=ભુરી. | આછા=થોડા. |

**સાર**—**એશિયાખંડની** આથમણી દિશાએ **યુરોપખંડ** છે. તેના ઉત્તર ભાગમાં ઘણા દિવસ સુધી સૂરજ ઉગતો નથી, પણ ચંદ્ર, તારા અને **અરૂણ પ્રકાશ**નાં તેજે કરી અજવાળું રહે છે. એ ભાગમાં કાંઇ પાકતું નથી. લોકો માંછલાં ખાઇ રહે છે. દક્ષિણ ભાગની હવા સારી છે. ત્યાં ફળ, વનસ્પતિ પાકે છે. મધ્ય ભાગમાં **આલ્પ્સ** નામના પર્વત ઉપર સદા બરફ રહેછે. ધર્મ ઘણું કરીને **ખ્રિસ્તી** પાળે છે.

## પાઠ ૭૦ મો.

પરોપકાર=પારકાનું ભલુ કરવું. બરદાસ=ચાકરી.

જ્ઞાન=સમજણ. પરવા=ગરજ.

**સાર**—આપણાથી જે ગરીબ હોય, જેનાથી રળી શકાય નહિ, તેના ઊપર દયા રાખવી; અને તેનું ભલું કરવા મેહેનત કરવી. પોતે પોતાનાજ ઉચ્ચાટ નહિ રાખતાં, સર્વેનું ભલું થાય તેમ કરવા ઇચ્છા રાખી, શ્રમ કરવો.

## પાઠ ૭૧ મો.

છો=ભલે. અપમાન=ગેરઆબરૂ. ખુલ્લું=ઉઘાડું.

માઠી=ખરાબ. પ્રિતી=હેત. પ્રસન=ખુશી. સ્વ=પોતાની.

**સાર**—ડહાપણ, સદ્ગુણ, નિતિ અને ભક્તિ એજ છે કે પરમેશ્વરને પ્રસન રાખવો, અને બીજા માણસને સુખી કરવા. આપણા વેરી હોય તેનું પણ ભલું કરવું. આપણું ભુંડુ ઇચ્છે તેનું ભલું ઈચ્છવું, તેના જેવું કલ્યાણ કોઈમાં નથી. પરોપકારમાં સર્વે માણસો સરખા ગણવા, અને **દુઃખીનાં દુઃખ કાપી આપણાથી બને એટલો આશ્રય આપવો.**

## પાઠ ૮૨ મો.

આગત્ય=જરૂર. દૃષ્ટાંત=દાખલો. મોગરો=ડોલર. કૌવચ=છોડનુંનામ.

**સાર-મોગરા**નાં અને **કૌવચ**નાં ઝાડ ઉપરથી એક બાઇએ પોતાના છોકરાને શીખામણ આપીકે, આ મોગરાનું બી વાવવાથી મોગરો ઉગે છે. તેની સારી ગંધ આવે છે. અને આ કૌવચનું બી વાવવાથી કૌવચ ઉગે છે, જેને અડવાથી આખા શરીરે ચળ આવે છે. મતલબ કે સારાં વચન બોલવાથી સારાં ફળ મળે છે. અને નઠારાં વચન બોલવાથી નઠારાં ફળ મળે છે. કેહેવત છે કે **'વાવે તેવું લણે'** અને **'કરે તેવું ભોગવે.'**

## પાઠ ૮૩ મો.

ચઢીઆતો=સારો, ઉત્તમ. તાપ=તડકો.

**સાર—યુરોપ**ની પશ્ચિમમાં ગ્રેટબ્રીટન કરીને બેટ છે, તેના દક્ષિણ ભાગને**ઇંગ્લાંડ** કહે છે. બીજા સર્વ દેશ કરતાં એ દેશ વિદ્યા, હુનર અને પૈસેટકે ચડીઆતો છે. મુંબાઈથી ત્યાં ૨૨ દિવસે પહોંચાય છે, ઇંગ્લાંડનું મૂખ્ય શેહેર **લંડન ટેમ્સ** નદી પર છે.

ટેમ્સ નદી શેહેરની વચોવચ વહે છે. તેથી આવજા કરવાને પૂલો બાંધેલા છે. વળી તે નદીમાં મોટા મોટા વહાણ ને આગબોટો ચાલે છે, છતાં અજાયબી જેવું એછે કે નદીમાં સૂરંગ પાડી મોટો રસ્તો બાંધેલો છે. તેમાં અંધારૂ ન પડે માટે દીવાબત્તી રાખે છે. તેમાં થઇને ગાડી ઘોડા જાય છે, અને એ પૂલ ઉપર વહાણ પણ ચાલ્યા જાય છે! આ શેહેરમાં **નામદાર વિકટોરીઆ રહે છે.**

## પાઠ ૮૫ મો.

ફુટડાઇને માટે ટાપટીપ=રૂપવાન થવાને માટે ઠીક ઠાક.
ચાલ=રીત. અજ્ઞાન=અણુસમજુ. અંગ=શરીર.

વારામાં=વખતમાં. ખૂબ સૂરત=રૂપાળો.

પસંદ=મરજી મુજબ. વડાઇ મોટાઇ.

શોભાવવા=દીપાવવા,રૂપાળાં દેખાવવા.

**સાર**—આગારો અસલનો ચાલ છે તે કરવો જોઈએ. એવા બેવકૂફી ભરેલાં વચન મૂરખ માણસ બોલી શરીર રંગે છે, હોઠ, નાક, કાન વગેરે વીંધે છે. એટલુંજ નહિ પણ શરીરનો આકાર ફેરવે છે એક દેશના લોકો નાનપણમાંથી માથાંને પાટા બાંધી સોગઠાં જેવાં કરતાં હતાં, **તુર્કસ્તાનના** લોકો ગોળ માથાં કરતાં, અને **પશ્ચિમ અમેરિકા** પાસે બેટ છે ત્યાંના લોક ચોખંડા માથાં કરતા હતા. **શીયામ** અને **મલબારના** લોકો ધાતુનાં બીબાંવતી પોતાનાં કપાળમાં ડામ દેછે, અને તેમ કરવામાં મોટાઇ માને છે.

## પાઠ ૮૬ મો.

શિકલ=છબી. કસર=ખામી. વેહ=સાર.

નામાંકિત=પ્રખ્યાત. વજ્જન=ભાર. લંગડા=લુલા

**સાર**—આગલા પાઠમાં ચોખંડા માથાં કરવાની વાત કહી, તે લોકમાં વળી બીજી રીત એછેજે, નાક વીંધાવી હાડકાં અને લાકડાંની સળીઓ ઘાલી સાર મોટા કરે છે. **ચીનના** માણસને ચીબાંનાક ગમવાથી નાનપણથી દાબતા રહે છે. એ મુજબ **તાતાર, આફ્રિકા** અને **અમેરિકાના** કેટલાક લોકો ચીબાં નાક કરે છે. વળી **આફ્રિકાના** કેટલાક લોકોને મોટું નાક પ્રસંદછે. **ઝાંઝીબારના** લોકો નાકની અણી મરડી ઊંચી કરે છે. **ઇરાન** દેશમાં **કૈખુશરૂ** નામે રાજા થઇ ગયો, તેનું નાક બાજ પક્ષી જેવું લાંબુ હતું તેથી રૂપાળો ગણાતો. કેટલાક દેશમાં કાનની બૂટને ભાર લટકાવી લાંબી કરે છે. **ચીનની સ્ત્રીઓ** પગે મજબૂત પાટા બાંધી પગની પાટલી નાની કરે છે.

## પાઠ ૮૭ મો.

કમર=કેડ. દરદ=રોગ. સણુકા=અળખા.
કુગળા=નાજુક. વર્ણ=જાત. વેદના=પીડા.
ખોટ=ખામી. છુંદણા=તાજવા.

**સાર—યુરોપના** બૈરાં પાતળી કેડ કરવાને માટે ગજબૂત પટા બાંધી હેરાન થાયછે. તેમ આપણા દેશીઓ પણ નાક, કાન વીંધાવી, અને તાજવા (છુંદણા) પડાવી પીડા વેઠે છે. આપણા રૂપમાં વધારો કરવાની જરૂર હોત તો શા વાસ્તે પરમેશ્વર આપણને ન આપત? તેની ત્યાં કાંઇ ખોટ નથી, **માટે રૂપમાં ફેરફાર કરનાર ઇશ્વરના ગૂનેગાર છે.**

## પાઠ ૮૮ મો.

સ્થંભ=થાંભલો.

**સાર**—ગૂજરાતની ઉત્તરે **આરાસેકોરના** પર્વત ઉપર **અંબાજીનું** દેવળ છે. એ દેરાંમાં મૂર્ત્તિ નથી પણ સિંહાસન ઉપર કાંઇક મૂર્તિને આકારે છે. ત્યાં જાત્રાળુ લોકો બહુ જાત્રાએ જાય છે. દેરાંના **સ્થંભ** ઉપર તેરમા સૈકાના લેખો છે. એ **દાંતાના** રાણાના કબજામાં છે. દેરાંથી પૂર્વમાં ૧ મૈલ ઉપર **વિમળશાનાં** બંધાવેલ પાંચ મોટાં જૈનનાં દેરાં છે, ત્યાં **આરાસણ** નામે મોટું **કુંભારાણાનું** શહેર હતું.

## પાઠ ૮૯ મો.

ગુમાસ્તા=વાણોતર. વહેમ=શક. અર્પણ=ભેટ.

**સાર—કુંભા** રાણાનાં નામ ઊપરનું હાલ ત્યાં **કુંભારીઆ** નામે ગામડું છે. ત્યાંથી ત્રણ મૈલ ઉપર **પોટેશ્વર** મહાદેવની જગ્યા **સરસ્વતી** નદીના મૂખ આગળ છે. અંબાજીએ પાંચ દિવસથી વધારે

જાત્રાળુએ રહેવાતું નથી, તેમ કશા કામમાં તેલ વપરાતું નથી. તેલને ઠેકાણે સર્વ જગ્યાએ ઘી વાપરે છે. આ પર્વતમાંથી આરસપહાણ નીકળે છે, તથા મકાઇ, જવ અને વાંસડા થાય છે. ત્યાંથી દોઢ ગાઉ ઉપર **ગેબર** નામનો ફાટેલો પર્વત છે.

## પાઠ ૯૦ મો.

માયાળુ=હેતાળુ. ઈલાજ=ઉપાય. આપસ્વાર્થી=મતલબી.
પરવા=દરકાર. પરગજુ=પારકાનું ભલું કરનાર. દોષ=પાપ.

**સાર**—હળીમળી ચાલી બીજાને સુખ થાય તેમ કરી પરગજુ પણું રાખવું. સૌને મીઠાશથી બોલાવી, નમ્રતાથી વરતી, બીજાનું સુખ જોઈ રાજી થવું. બીજાનાં દુ:ખો મટાડવા મહેનત કરવી. આપણા ભાઇબંધ દોસ્તોને માનસર રાખવા, એટલુંજ નહિ પણ પરગજુ અને માયાળુ પણું દરેક મનુષ્ય પ્રતે રાખવું. કેહેવત છે કે **"આપણને કોઇ વેંત નમે તો આપણે તેને હાથ નમીએ."**

## પાઠ ૯૧ મો.

રમુજી=આનંદ આપનાર. ચતુરાઇ=ડહાપણ.
ફસાઇ=સપડાઇ. ધાસ્તી=બીક.

**સાર**—કાળુ નામની માછલી છીપમાં થાય છે. એ છીપ એટલા જોરથી બંધ કરે છે કે માંહે જે વસ્તુ આવે તે સપડાઇ જાય છે. એક માછીના ઘરમાં એક છીપ ઉઘાડી હતી, તે એક ઊંદર લેવા આવ્યો. તેમાં તેનો પગ પેઠો કે છીપ બંધ કરી દીધી, તેથી ઉંદરનો પગ પકડાઇ રહ્યો. એવી રીતે બીજી એક છીપમાં પણ ઊંદર સપડાયા હતા. એક જાતના વાંદરાં થાય છે, તે એવી છીપમાં પહેલાં પથર કે લાંકડું નાંખ્યા બાદ ઉઘાડી રહેતો તેમાં હાથ નાંખેછે.

## પાઠ ૯૨ મો.

તરેહ=રીત. અવધડવાળું=ઘુંચવણવાળું. વેલા=દુઃખ.
તરેહવાર=અજાયબ રીતે. ભોજનક્રિયા=ખાવાની રીત.

**સાર**—આપણે હાથે ખાઈએ છીએ, અને અંગ્રેજ લોક છ-
રી કાંટાવતી ખાય છે, પણ ચીના લોકો તો બે સોયાના જેવી પાતળી
સોટીઓથી રોટલા રોટલીતો શું (!)? પણ શાક અને ભાત જેવી ન-
રમ ચીજ સુદ્ધાં ખાય છે. પ્રથમ કેટલાક વાના પીરસ્યા બાદ નરમ
ચીજ પીરસે છે. ત્યાર કેડે પીવાને માટે દારૂ આપવામાં આવેછે.

## પાઠ ૯૩ મો.

**સાર**—દારૂ પીધા પછી ચાર પ્યાલાપર ત્રણ અને તેપર એક
પ્યાલો મૂકી દેરાં જેવો આકાર કરી ધરધણી ખાવાની ઇશારત કરે છે,
પણ જમનાર માણસ ધરાયો છે એમ જણાવવાને અડતો નથી.
પછી ચોખા ખાવાનું કામ ચાલે છે. સોટીના બે છેડા એકઠા કરી,
ભાતની રકાબી મોં આગળ લાવી, તે સોટી ઉપર ચોખા ચડાવી,
ખાવા માંડે છે. ત્યારબાદ ફૂલ અને મેવો આપવામાં આવે છે. ચીના
લોક જમવા આવનાર માણસને પહેલો અને છેલ્લો ચા પાય છે,
પણ તે મોળો પીએ છે.

## પાઠ ૯૪ મો.

વેગળે=છેટે. સંઘ=સાથ, ઘણાં માણસો મળીને જાત્રા જાયતે.
ઘાટ=રસ્તો. નામિચો=જાણીતો. પ્રખ્યાત.

**સાર**—પાળીટાણાના પર્વતને **સીધાચળ** કે **શેત્રુંજો** કહે છે.
તે પર શ્રાવકનાં દેરાં છે. ત્યાં હરસાલ શ્રાવકના સંઘ જાત્રા કરવા આ-
વે છે. **આદિશ્વરનું** દેરૂં ફરી ફરીને ત્રણ વખત બંધાવવામાં આવ્યું
છે. **પાળીટાણાનો ઠાકોર** જાત્રા કરવા આવનાર માણસ પાસેથી

કર લેતો, પણ **અમદાવાદના** નગર શેઠે ઉધડ રકમ આપી તે કર બંધ કરાવ્યો છે. પર્વત ઉપર શાહૂકારે દેવળ ચણાવ્યાં છે તેને ટુંક એટલે શિખર કહે છે. તેમાં **અમદાવાદના શેઠ હિમાભાઇની** ટુંક વખણાય છે. આ પર્વતપર રાત રહેવાતું નથી. ગામમાં ઠાકોર સાહેબ તરફથી બે સદાવ્રત વહેંચાય છે.

## પાઠ ૯૫ મો.

જવલે=ભાગ્યે.

**સાર—આફ્રિકા** અને **યુરોપની** વચ્ચે **ભૂમધ્ય** અને **એશિયાની** વચ્ચે રાતો સમુદ્ર છે.* આફ્રિકાને એશિયા સાંકડી જમીનથી જોડાયલા છે. જો જોડાયા ન હોતતો આફ્રિકા બેટ થઈ જાત. એ ખંડમાં તાપ બહુ પડે છે. ઘણી જમીન રેતાળ છે. રેતાળ જગ્યામાં કોઇ ઠેકાણે ઝાડપાણી વાળી જગ્યા પણ છે. એ રેતાળ જગ્યાને **સહરાનું** રણ કહે છે.

## પાઠ ૯૬ મો.

શામળા=કાળા. નિમકહલાલ=ખાધેલને સારૂ કરનાર.

સેહેજ વાતમાં=નજીવી બાબતમાં.

**સાર—સહરાની** પૂર્વમાં **મિસર** દેશ છે, ત્યાં વરસાદ વરસતો નથી; પણ **નીલ** નામની નદી છે, તેમાં પૂર આવે છે, ત્યારે તે પાણી આસપાસની જગ્યામાં ફરી વળી જમીન તર કરે છે. તેથી વરસમાં ત્રણવાર પાક ઉતરે છે. મિસરની ઉત્તરે મૂલક આવેલો છે, તેમાં મૂર જાતના મુસલમાન વસે છે. ને દક્ષિણે **સિધી દેશ** છે. આફ્રિકાના દક્ષિણ ભાગમાં **કેપ કાલોની** અને **કેપ ગુડહોપ** બૂશિરો અંગ્રેજ-

---

* **ઈ. સ. ૧૮૬૭ માં એ સાંકડી જમીનને ખોદી નાંખી નહેર બનાવી છે, તેથી ખરૂં કહીએતો આફ્રિકા બેટજ થઇ રહેલો છે.**

ના કબજામાં છે. આફ્રિકામાં હાથીને ઊંટ ઘણા થાય છે, તેમ કેટલાક ભાગમાં જંગલી અને ખૂની લોકો વસે છે.

**પાઠ ૧૦૭ મો.**

શુમારે=આશરે. ખબરદાર=હોંશિયાર. ખરેખાત=નક્કી.
વસ્યા=રહ્યા. તરેહ=રીત.

સાર—ઇ. સ. ૧૪૯૨માં **કોલંબસ** નામના વહાણવટીએ **અમેરિકાખંડ** શોધી કાઢયો. પૃથ્વીના બે ગોળાર્ધમાંના એક ગોળાર્ધમાં **એશિયા, યુરોપ, આફ્રિકા** એ ત્રણે ખંડો છે, તેને જૂની દુનિઆ કહે છે. અને બીજા ગોળાર્ધમાં અમેરિકાખંડ એકલો છે, તેને નવી દુનિઆ કહે છે. અમેરિકાની જમીન રસાળ છે. સોનું રૂપું ઢગલે ઢગલાં નીકળે છે, તેથી વિલાયતના લોકો ત્યાં રહેવા ગયા છે. અમેરિકા મધ્યમાં સંધાઇ રહ્યો છે, તેથી ઉત્તર ભાગને ઉત્તર અને દક્ષિણ ભાગને દક્ષિણ અમેરિકા કહે છે. અમેરિકાના ઉત્તર અને દક્ષિણ ભાગમાં **સૈબિરીઆ** જેવી ટાઢ અને મધ્ય ભાગમાં **સહરા** જેવો તાપ પડે છે. કેટલાક ભાગમાં કપાસ બહુ નીપજે છે,

**પાઠ ૧૦૮ મો.**

**સાર**—કોઇ જણસ બગડે, અગર કોઇ માંદુ પડે તો અજ્ઞાની લોક કહે છે કે ભૂત, ઝોડઝપટ કે નજરથી થયું, અથવા બે કોળીઆ ખાતા ફલાણીએ દેખ્યા તેથી નજર બેઠી. એમ ગાંડા વિચાર કરી રાઈ મીઠું સાતવાર ઉતારી, દેવતામાં નાંખી, તેની ગંધ આવે છે, ત્યારે નજર લાગી કહે છે. વધારે મંદવાડમાંતો માંદા માણસનાં માથેથી રાઇ મીઠું ઉતારી, એક વાટકામાં દેવતા રાખ્યો હોય તેમાં નાંખી કાંસાની થાળીમાં ઊંધો નાંખી, તે ઉપર છાણ દાબી પાણી રેડે છે એટલે વાટકો ચોંટી જાય છે. તેને આકરી નજર સમજે છે. વાટકો

ચોટવાનું કારણ—વાટકામાં ધૂમાડો થવાથી તેની અંદરનો વા પાતળો થઇ ઉડી જાય છે, અને પછી જ્યારે તેને ઊંધો પાડે છે ત્યારે બહારના પવનના દબાણથી ચોટી રહે છે.

## પાઠ ૧૦૯ મો.

પ્રયોગ=અજમાશ. અવાજ=સાદ. છાંયો કે ઓળો=પડછાયો૰
કસર=ખામી. ચોકશી=સંભાળ. મંછા=મન. શંકા=શક,વહેમ.

**સાર**—ગયા પાઠમાં વાટકો ચોટવાની હકીકત કહીતે મુજબ કોઇ માંદુ ન હોય, અને કરે તો પણ થાય. વળી કેટલાક ફુલડીને તપાવી, પાણીમાં બોળી, છમકારો સાંભળી નજર લાગી સમજે છે. પણ હૈયાફૂટા વિચારતા નથી કે હરેક ચીજ તપાવી પાણીમાં બોળે ત્યારે છમકારો થાયજ. વળી દૂધપાક, પાપડ, અથાણું, શેવ કે એવી કોઈ બીજી વસ્તુ બગડે ત્યારે પડછાયો પડ્યો ગણી વહેમમાં ડુબે છે. ભૂતનો પણ ભોળા લોકોમાં વહેમ છે, પણ તે સર્વ ખોટું છે. કેહેવત છે કે '**મંછાભૂત અને શંકા ડાકણ**' મતલબ કે મન ભમ્યું તો ભૂત અને શક પડયો તો ડાકણ. એ બધાં કાચી છાતીનાં ચિન્હ છે, તપાસીને જૂએ તો તમામ ગપે ગપ ચાલે છે તે માલૂમ પડે.

## પાઠ ૧૧૦ મો.

ગધરાતે=અરધી રાતે. હામ=હિંમત. રોણુ=ધમસાણ.
વિગત=હકીકત. વિખ્યાત=જાણીતું.

**સાર**—એક ભાવસાર એક ઓરડામાં સૂતો હતો, ત્યાં ડામચી-આપર ગોદડાં હતાં, અને તે પર એક સાડી જેવું ગોદડું ઢાંકેલું હતું. તે સાડી ઉપર બે ચાંદરડાં પડતાં હતાં તેથી ભાવસારે અંધારે બે વંતરી ધારી રાડ પાડી. આસપાસના લોકોએ બારણા ઉઘડાવ્યા, તો

ભાવસાર દોડીને બારણાં વચ્ચે પડયો. બીજા લોકો પણ બીવા લાગ્યા. ચોકીવાળા આવ્યા તેમણે તીર માર્યા, પણ કાંઇ ફેરફાર થયો નહિ, અંતે એક હિંમતવાન માણસે તપાસ કર્યો તો ડામચાઆપરના ગોદડાં દીઠાં. એવી રીતે વહેમની વાર્તા છે. અખો ભગત કહે છે કે—વાના જોરથી નળીઉં ખસ્યું, તે જોઇને કુતરૂં ભસ્યું. ત્યાંતો કોઈએ કહ્યું કે મેં ચોર દીઠો, એવો શોર બકોર થઈ રહ્યો. માટે વહેમની એવી વાત છે. તેવીજ રીતે રાતે મસાણમાં અને હાડકાવાળી જગ્યાએ ભડકા થાય છે, તેનું કારણ એકે—હાડકામાંથી '**ફાસફરસ**' નામની હવા નીકળે છે તે હવા આ હવા સાથે મળે છે ત્યારે ભડકો થાય છે. હાલમાં એ હવાને સરકારે પકડી છે. અને દીવાસળી બનાવતાં સળીની પર તેને લગાવી પછી મનરપ ચોડે છે. જ્યારે સળી ઘસે છે ત્યારે મનરપ ઉખડી જઇ હવા બાહાર નીકળી ભડકો થઇ સ-ળીને લાગે છે.

## પાઠ ૧૧૧ મો.

ચોકશી=તપાસ. અજમાવી=વાપરી. હિંગ=વધારણી.
વશીકરણ=વશ કરવાની વિદ્યા. અપશુકન=માઠા શુકન. પોગળ=ગપ્પા.

**સાર**—ચપ્પુનાં પાના પર **રતનજોત** એટલે જેને વિલાયતી કપાસ કહે છે, તેની મૂલને ઘસી લીંબુ ચીરવાથી લીંબુનો રંગ લોહી જેવો થાય છે. એને લીંબુમાંથી લોહી કાઢવું કહે છે. અને ભોળા લોકને ઠગે છે. અથવા ઝાડનાં મૂળમાં વધારણી કે એવો બીજી જા-તનો ખાર ભરી, ઝાડનાં મૂળને બાળી નાંખી, ઝાર પાડી, ઝાડને મૂઠ મારી કહે છે. એવી મૂઠ માણસને પણ મરાય છે. એવાં ખોટાં વચન કહી ભોળા લોકોને ભમાવે છે. પણ તે તદન ગપ્પાં છે, વ-શીકરણ, ભૂત, પ્રેત, મંતર, જંતર; દોરાધાગા એ ભોળા લોકોને

ફંદમાં ફસાવવાની કાટ જાળ છે.

## પાઠ ૧૧૩ મો.

પ્રસિદ્ધ=જાણીતું. રચના=બનાવટ. ગૌશાળા=ગાયો રાખવાનું.

**સાર—ડાકોર** એ ગુજરાતનું જાણીતું શેહેર છે. તે શેહેરની વચ્ચે **રણછોડજીનું** મોટું ધામ છે. તેને ફરતો કોટ છે કોટની અંદર ઢાળીઆ, ગૌશાળા, રસોડા, નગારખાના વગેરે જગ્યાઓ છે. ને પથરનો જડેલો ચોક છે, ચોકની વચ્ચે રણછોડજીનું દેરૂં છે. એ દેરાંમાં ત્રણસેં માણસ ઊભા રહી શકે એટલી જગ્યા છે; છતાં દેરાંમાં એક થાંભલો નથી. રંગમંડપથી આગળ જતા પીતળનો કઠેરો ને બારી આવે છે, ને બારીમાંથી દેરાંનું બારણું આવે છે. તે બારણું તથા બારસાખ પીતળનાં છે.

## પાઠ ૧૧૪ મો.

ઝાકઝમાળ=ચકચકાટ. ખરીદી=ખરીદ, સોદો. સેન=સૂવું.

**સાર**—સિંહાસનપર **રણછોડજીની** મૂર્તિછે, તેનો શણગાર આશરે બે લાખ રૂપિઆનો છે. દક્ષિણ તરફની બારીમાં થઈ બીજા ઓરડામાં જવાય છે, તે સુવાનો ઓરડો છે. એ ઓરડો કાચ અને પીતળથી મઢેલો છે, તેથી ચકચકાટ મારે છે. **ડાકોરમાં** ૪ મોટા મેળા ભરાય છે. તેમાં આશો શુદ ૧૫મે માણુકઠારી પર મેળો ભરાય છે, ત્યારે લગભગ પાંચ લાખ માણુસ ભેગુ થાય છે. તે વખતે **અમદાવાદ** સ્ટેશન પરથી ૫–૭ અને દશ સ્પેશીયલ ટ્રેનો ડાકોર જાય છે.

## પાઠ ૧૧૫ મો.

ગરજ સારેછે=કામ કાઢેછે. સ્વચ્છ=ચોખ્ખું.
ખિચોખીચ=પાસેપાસે, થડમાં.

**સાર**—દેરાંને અંગે ગાયો, ઘોડા, અને એક હાથી તથા બાગ છે. વળી **નડિઆદ** પ્રગણાંનાં **શીળી** ગામ આગળનો બાગ પણ આ દેરાંના કબજામાં છે. ત્યાંથી ૪૦ ફૂલ હમેશાં **ડાકોર** જાય છે. ડાકોરથી એક ગાઉ ઉપર **શેઢી** નદીછે, અને ગામમાં ગોમતી તળાવ છે. તેનું પાણી ઘણું ચોખ્ખું છે, એ તળાવની વચ્ચે અને ફરતાં દેરાં ઘણાં છે. એટલુંજ નહિ પણ ડાકોરમાં લગભગ સો સવાસો દેરાં હશે. ડાકોર અંગ્રેજના કબજામાં છે ખરૂં, પણ તેનું, અને કરંજી કરીને બીજું ગામછે તેનું, મેહેસુલ દેરાં ખાતે વસુલ થાય છે. ડાકોરથી અમદાવાદ ૩૦, વડોદરા ૨૦,ને સુરત ૭૫ ગાઉછે

**પાઠ ૧૧૭ મો.**

ગંડાઇ જાય=બંધાઈ જાય. ધોરીનસ=મોટીરગ.

**સાર**—પાટાપર પાણી રેડ રેડ કરી પાટો પલળેલો રાખવો એમ એક મહિના સૂધી ભાગેલા ભાગને હલાવતા રહેવું, નહિતો અંગ બંધાઇ જાય, અને ભાગેલા ભાગે બેચાર મહિના કામ ન કરવું. જો ઘામાં કસ્તર હોયતો પાણી રેડી ઘા ધોઇ નાંખવો, અને મોટો ઘા ન હોયતો પાટો એને એ રાખવો. જો હળવેથી ઘા ઉપર રૈશમના ટેશા લેવાય તો ઘા ઝટ રૂઝાઈ જાય. ઘાની વેદના બહુ થતી હોયતો ઘણા પાટા બાંધી પાણી રેડ રેડ કરવું. અને ધોરીનસ કપાઇ હોયતો કામઠી કે નાની સરખી લાકડી મૂકી, મજબૂત બાંધી, તુરત ઇસ્પિતાલમાં લઇ જવું.

**પાઠ ૧૧૮ મો**

હચમચાટ=ખળભળાટ. લાગલાગટ=ઉપરાઉપર.

**સાર**—ડૂબી ગયેલા માણસને બહાર કાઢ્યા પછી એક પડખેથી બીજે પડખે ફેરવ ફેરવ કરવો, તેથી જીવ હશેતો માલૂમ

પડશે. ત્યારબાદ ઊની રેતીની પોટકીથી, કે શીસામાં ઊનું પાણી રેડી તેથી, અગર ખમી શકે તો ગરમ પાણીથી, શરીરના તમામ ભાગ ઉપર શેક કરવો. એમ બે ત્રણ ઘડી કર્યા બાદ કામળો વગેરે ગરમ લૂગડું ઓઢાડવું. ઝેરને માટે ઊલટી કરાવવા સારૂ રાઈનું કે મીઠાનું પાણી, અગર ગળામાં પીછું ફેરવવું અને આડો અવળો દોડાવી મોં ઉપર પાણીની ઝાપટો મારવી; તે સમે ઉનું પાણી પણ પાતાજવું.

## પાઠ ૧૧૯ મો.

વિકટ—આકરો. ટક્કર=સામા થવું.

**સાર**—દુનિઆમાં સર્વથી મોટો બેટ **એશિયા** ખંડની અગ્નીખૂણમાં **આસ્ટ્રેલિઆ** નામે છે. તે આશરે ૩૫૦ વરસપર જાણવામાં આવ્યો. દરિઆકાંઠે શેહેરો છે. મધ્ય ભાગની હકીકત હજુ માલૂમ પડી નથી. આંહી ઢગલે ઢગલાં સોનું નીકળેછે. તેની પૂર્વમાં **ન્યુઝીલાંડ** કરીને બેટ છે, તે અંગ્રેજના કબજામાં છે.

## પાઠ ૧૨૦ મો.

પાટવી=મોટો, તીલાટ. કુકર્મ=નઠારાં કામ. ખાતરે=માટે, વગે, અદાલત=ન્યાયની કચેરી. શિક્ષા=સજા. ગોઠિયો=ભાઈબંધ. તરફદારો=વગ. બે અદબી=અવિવેક. ચીડ=રીસ. ન્યાયાધીશ=ઇનસાફ કરનાર અમલદાર. બેહેકેલો=છકેલો, ફાટેલો.

**સાર**—એક પાટવી કુંવરના ભાઇબંધે નઠારૂં કામ કર્યું હશે, તેથી ન્યાયાધીશે તેને વ્યાજબી સજા કરી. તેમ કરવા કુંવરે ના પાડી પણ ન્યાયાધીશે તે નહિ માનતા કાયદા પ્રમાણે કરવાનું કહ્યું, તેથી કુંવરને ક્રોધ ચડ્યો, ને ન્યાયાધીશને લપડાક મારી. ત્યારે ન્યાયાધીશે

કહ્યું જે કુંવરજી આ હુકમ આપનોજ છે. આપ જ્યારે આપનો કાયદો નહિ પાળો, ત્યારે બીજું કોણ પાળશે? અને તમે પાદશાહ થશો, ત્યારે તમારો હુકમ કોણ માનશે? હું આપના પિતાના નામથીજ હુકમ ચલાવું છું, માટે તમારે પણ તમારા અઘટિત કામને લીધે અત્યારથી તમારા પિતાજી કહે તેટલી મુદત કેદમાં રહેવું.

## પાઠ ૧૨૧ મો.

નિર્ભયપણે=બીકવગર. હરખ=આનંદ. આતુર=શોખીન.
દુરાચરણી=નઠારી ચાલનો. દૂર=છેટું. સગરશે=સુધરશે.
તંગી=તંગાશ, તાણ. નજો=ટકે. દરગાયો=પગાર.
બહાલ=કાયમ. નિમકહલાલ=ખાઈને સારૂં કરનાર, ખેરખાહ.

સાર—આ ઠપકાથી કુંવર સરમાઈ ગયો, ને ન્યાયાધીશને સલામ કરી, પોતે કેદમાં ગયો. પાદશાહને ખબર પડીકે કાયદા પાળે તેવો કુંવર, તથા અમલમાં લાવે એવો અમલદાર છે, ત્યારે ખુશી થયો. હવે પાદશાહ મરી ગયા બાદ પેલે કુંવર પાદશાહ થયો ત્યારે ન્યાયાધીશ અને કુંવરના મિત્રો વગેરે સલામીએ ગયા. તે વખતે ભૂંડા મિત્રોને પોતાથી પાંચ ગાઉ દૂર રહેવાનો હુકમ કરી, ન્યાયાધીશને સાબાશી આપી તેની જગ્યાપર કાયમ રાખ્યો.

## પાઠ ૧૨૩ મો.

લક્ષણ=ટેવ. છાતીવાળો=હિંમત વાળો. ચપળ=ચંચળ, ચાલાક.
હસમૂખો=આનંદી. નવરાશ=ફુરસદ.

સાર—કહાનદાસ અને શીવશંકર બે છોકરા હતા. તેમાં કહાનદાસ, બુદ્ધિ વાળો, હોશિયાર, તોફાની, સૌ છોકરાનો સરદાર અને આળસુ હતો. તેથી બીજા છોકરા આળસને લીધે બગડતા હતા. શીવશંકર મેહનતુ, હસમૂખો, ને મિઠાશથી બોલનારો હતો. નિશાળમાં

મેહેનત કરી ઉંચો નંબર રાખે, અને નવરાશની વખતે પાઠ કરે, અગર વિવેકી રમત રમે.

### પાઠ ૧૨૪ મો.

એકલશૂરો=એકલો કામ કરનાર. નિભાવ=આધાર. વેળા=દુઃખ.
ઉમેદ=હોંશ. કમાતો=રળતો. હરખાશે=રાજી થશે.
મગન=ખુશી. તુરંગ=વિચાર.

**સાર**— હવે આ બે છોકરામાં કયો સારો તેનો વિચાર કરીએ—**શિવશંકરનો** બાપ મરી ગયો હતો, તેથી દરણું, ખાંડણું કરી શીવશંકરની મા તેને ભણાવતી હતી. શીવશંકર પણ મેહેનત કરી મેહેતાજી બનવાની ઉમેદ રાખતો હતો નિશાળમાંથી રજા મળે કે તુરત ઘેર આવી ભાઇઓને રમાડે, માને કામ કરાવે, અને પોતાના પાઠ તૈયાર કરે.

### પાઠ ૧૨૫ મો.

વડો=મોટો. વહાલ=હેત. વાંકા=કાયર.
સેહેજ=થોડી મેહેનતે. પાર પડત=ઠેકાણે પડત.

**સાર—કાહાનદાસનાં** માબાપ ગરીબ હતાં, ને ભાઇ ભાંડુ ઘણાં હતાં તેથી ઘેર બહુ ખપ પડતો, પણ ભાઇ ઘેર રહેજ શાનો! કોઇ દિવસ વહેલો આવે તો ભાંડરૂને રમાડી આનંદ આપે. પણ નિશાળેથી છૂટીને વહેલાં ઘરે આવવાનું સૂઝેજ નહિ. વખતે ઘેર જવાનું મન કરે, તો બીજા છોકરા કહે ગયા હવે! આવને ઘડીક રમીયે. એટલે સર્વ વાત બિસારી રમત ગમતમાં પડે. ને હોશિયારીથી થોડી મહેનતે નિશાળમાં સારા જવાબ આપે, તેને માટે મોટાઈ માને.

### પાઠ ૧૨૬ મો.

લગભગ=આશરે, ધોરી=મોટો. કલ્પ્યા=ચિતવ્યા.

**સાર**—પૃથ્વીના ચાર ભાગમાં ત્રણ ભાગપર પાણીછે, પાણીના ઘણા મોટા ભાગને મહાસાગર કહે છે. મહાસાગરની ઘણામાં ઘણી પાંચ ગાઉની ઊંડાઈ જાણવામાં આવી છે. મહાસાગરની અંદર પણ ડુંગરા હોયછે, અને તે કાળાંતરે બેટ થાયછે. એવા બેટ દરિઆમાં ઘણા થયેલા છે. પૃથ્વીપર પાંચ મોટા મહાસાગર છે. ૧ **પાસિફિક** જેણે પૃથ્વીની લગભગ ૦॥ જગ્યા રોકીછે. ૨ **આટલાંટિક** એ પાસિફિકથી અરધો છે. ૩ **હિંદી** એ આટલાંટિકથી અરધો છે. ૪ **ઉત્તર** ૫ **દક્ષિણ** એ બે મહાસાગર પૃથ્વીની ઉત્તર તથા દક્ષિણે આવેલા છે, તેમાં ઘણું કરીને બરફ રહે છે.

## પાઠ ૧૩૩ મો.

અવસ્થા=હાલત. તરેહવાર=નવી જાતના. ભાષા=બોલી.
ઇશારત=નિશાની. અગવડી=ઢગણાં. પાર=છેડો, આરો.
ખરાદીલથી=સાચા મનથી. ઈંડિયન=જુના..

**સાર—અમેરિકાના** અસલના રહેવાશીઓ સારી હાલતમાં નથી, તોપણ અંગ્રેજના સહવાસથી કાંઇક સુધર્યા છે. તેમની ભાષા જુદી હોવાથી, અંગ્રેજ સાથે ઈશારતથી વાત કરેછે. તેઓ કાંઇ ચીજ માગી જાય તો વાયદાસર પાછી આપે છે, પણ એક રીત ખોટી છે કે કાંઇ કામ કરવું હોય તો ઢગણાં કરી નાંખુછુંને ! એમ બોલી **"સઇની સાંજ ને મોચીના વહાણા"**ની પેઠે કરે છે. રવિવારને રોજ બીજું કાંઈ પણ કામ નહિ કરતાં, ઇશ્વર ભક્તિજ કરે છે જો કોઇ ઉપકાર કરે તો પરમેશ્વરની પ્રાર્થના કરી તેમનો પાડ માને છે.

## પાઠ ૧૩૪ મો.

પારણું=ઘોડિયું. નકશી=કારીગરી. આઠંગીને=ઓઠીંગણ દઇને.
સુંદર=શોભિતા. ચાપસીપીઆ=ચેપી, મસેલીઆ. ખંધા=લુચ્ચા.

શિરાટ=શોભી. ટકાઉ=મજબૂત.

સાર—મુસાફરી વખતે છોકરાઓને ઉભા કંડિઆમાં પારણા જેવું ઓકડું હોય તેમાં સુવાડી તેને ચામડાના પાટા બાંધીલઈ, એ કંડિઓ પોતાના માથામાં ટીંગાડી, છોકરાનો બરડો પોતાના વાંસા ઉપર અને મોઢું ખુલ્લું રહે તેમ રાખેછે. બાઈડીઓ ઝાડની છાલના સુંદર કંડિઆ ભાતભાતના પીંછાં ઘાલી બનાવે છે. તેમ ટકાઉ વાસણ પણ બનાવે છે, અને તે ઉપર મજેનો રંગ ચડાવેછે. લોકો વેચવા સારૂ માલમાં ખબરદાર છે. તેમાં પણ બાઈડીઓ ઘણી કાબેલ છે.

## પાઠ ૧૩૫ મો.

ચિત્ત=મન. બેઢંગું=કદરૂપું. ખુંધી=ખુંધવાળી.
સામેલ=ભેગી, સાથે. બહાવરી=ગાભરી. દિંગ=છક.

સાર—ઉઘના ગામમાં અમૃત કરીને એક ભલી છોડી હતી, તેણે જીવલી કરીને એક ખુંધવાળી, લુલી છોડીને દેખી, બીજા છોકરા તેને ખીજવી, ચાળા પાડી પાણા મારવા લાગ્યા. તેમ અમૃતે પણ કર્યું. તેથી જીવલી રોવા લાગી, અને અંતે બિચારી બેસી ગઈ. ત્યાં એક બાવો નીકળ્યો તેણે સર્વ છોકરાને હાકોટી ઠપકો દીધો. તેથી અમૃત શરમાઈ ગઈ.

## પાઠ ૧૩૬ મો.

વેગળે=છેટે. સરત=ખબર. માર્ગ=રસ્તો.
અચિંત્યો=ધાધરો. પાર=આરો,

સાર—બાવાનું રૂપ જોઈ સર્વ છોકરા નાશી ગયા. બાવો જીવલીને તેના ઘરે તેડી ગયો. હવે એક દિવસ અમૃત અને બીજી છોડીઓ ગામ બહાર રમવા ગઈ. અમૃત ઝાડ તથા જનાવર જોવાની વાતમાં પડી, તેવામાં તેની સાથેની છોડીઓ ગામ તરફ પાછી વળી,

તેની અમૃતને ખબર રહી નહિ, તેથી ભૂલી પડી. ગણા મુસીબતે એક ચીલો જડયો. ત્યાંથી ચાલતા ચાલતા છેક સાંજરે એક ઝુંપડી આવી.

## પાઠ ૧૩૭ મો.

ફાળ=ધાસકો. આય=શકિત. દિલાસો=હિંમત.

સરભરા=ચાકરી. વાટ=રાહ.

**સાર**—ઝુંપડીના બારણાં આગળ એક છોડી ઘાંઘરો શીવતી હતી, તે જીવલી હતી. તેથી **અમૃતને** ફાળ પડી, ને ચાંટો કાઢી રોવા લાગી. ત્યાં **જીવલી** તુરત દોડી આવી, અમૃતને ધીરજ આપી, છાની રાખી, પોતાને ઘેર તેડી ગઇ. તેણે માને કહ્યું કે આ છોડી ભૂલી પડવાથી ભૂખી થઇ છે. એમ કહી ઘરમાંથી ધાણી મમરા આપી પાણી પાયું.

## પાઠ ૧૩૮ મો.

વીસામો=આરામ. વીસરી=ભૂલી. સંકટ=દુઃખ.

સમે=વખતે. સહાય=મદદ, ટેકો. અપરાધ=ગુનો.

ખોડી=લંગડી, લૂલી. દોહલી=દુઃખ મારેલી.

**સાર**—વીસામો ખાઇ **અમૃતને** તેડી **જીવલી** તેને ઘેર ચાલી. અમૃતે ઉપકાર માન્યો, ત્યારે જીવલી બોલી માણસ માણસને કામ ન આવીએ ત્યારે જીવ્યું શા કામનું? પરમેશ્વર રાજી કેમ રહે? સુખ દુઃખ માણસને આવ્યા જાયછે, માટે સર્વે માણસે એક બીજાને મદદ આપવી. એમ વાત કરતાં અમૃતનું ઘર આવ્યું, એટલે અમૃતે જીવલીનો ઉપકાર માની પાછી વાળી પોતે પોતાને ઘેર ગઇ.

## પાઠ ૧૩૯ મો.

દૂરબીન=ઘણે દૂરથી દેખાડનાર કાચનું યંત્ર. વખુઅ=ઝોખા.

સાર—મેદાનમાં એક ઠેકાણે ઉભા રહીને આકાશ તરફ જોઈએ છીયે, તો આકાશનો ઘૂમટ પૃથ્વી સાથે મળી ગયેલો જણાયછે. વળી ઘણે દૂરથી આવનાર માણસને દૂરબીનથી જોઇએ છીયે તો પેહેલું માથું, પછી છાતી અને છેવટે પગ દેખાય છે. તે પરથી પૃથ્વી ગોળદડા જેવી છે એમ સાબીત થાય છે.

### પાઠ ૧૪૦ મો.

સઢ=ધજા. નિશ્ચય=નક્કી. અટકળ=અનુમાન, આશરો.
સંદેહ=શક. અચંબો=નવાઇ.

સાર—વળી વહાણપણ છેટેથી આવતુંહોય તો પહેલું મથાળું, પછી વચલો અને છેલ્લે તળીઆનો ભાગ દેખાય છે. જો પૃથ્વી સપાટ હોતતો તેમ ન થવું જોઇએ. આમ વિચાર બાંધતા આપણી સામે પાસે લોક હશે તે ટટળતા રહેતા હશે ! એવો સવાલ થાય. તેનો ઉત્તર એજ કે પૃથ્વી ઉપર સર્વેના પગ છે અને માથું આકાશ તરફ છે, અને તે સર્વ ફરતું આકાશ તથા તારા વીંટળાઇ ગયા છે, માટે કોઈને હરકત આવતી નથી.

### પાઠ ૧૪૧ મો.

ખરીદ કરવો=વેચાતો લેવો. કાવતરું=દગો. સરત=કબુલાત.
દામ=પૈસા. ગરજ=ઓશિઆળ. વેહેવાર=લેવડદેવડ.

સાર—વેચવા સાટવામાં દગો નહિ કરવો, તેમ કાટલાં પણ *કૂડાં નહિ રાખવાં. માલ સારો નરતો હોય તેવો કહી તેની વ્યાજબી કિંમત લેવી. તેમ વેચનારની ભૂલથી ગ્રાહકને વધુ આવે તો તેણે પણ તુરત જણાવવું. બેતફૂટ લોક "પેટ સૌને લાગ્યું છે" એમ બોલી પાપનું કામ કરે છે, પણ એ મોટી ભૂલ છે. તેથી લેનારનો,

*કૂડાં—ઓછાં, કૂડવાળાં.

પરમેશ્વરનો, અને બીજો સરકારનો ગુનેગાર થાય છે.

## પાઠ ૧૪૭ મો.

બાજબી=રીતસર. ન્યાલ=આશામી, પૈસાદાર. અધર્મ=પાપ.
વક્કર=મોજ. ખે—નાશ. સોદો—માલ.

**સાર**—કોઇ ઘરાકને છેતરવો નહિ, અને કોઇ ઘરાક આપણને છેતરી ગયો હોય તો બલા ગઇ, કોમનું ખોટું આવ્યું હશે, એમ માની સંતોષ માનવો. છેતરવાથી ન્યાલ થવાતું નથી. એતો **"ચાર કહાડાનાં ચાંદરડા"** બરાબર બને છે. ઘરાકમાં વક્કર નહિ રહેવાથી ઘરાકી તૂટી પડે છે, અને અંતે **"ધર્મોજય અને પાપોક્ષય"** એ કહેવત મુજબ થાય છે. માટે નેકીથી સરાફી ભાવ રાખી, બનતા સુધી એકજ ભાવ જીભથી કહેવો.

## પાઠ ૧૫૩ મો

દાઢ સળકી=ખાવાનું મન થયું. સાખીઆં=પાકેલી કેરી. વિસાત=માલ.
પીળારચક=ઘણા પીળા.(રૂ.ગ.) એકલપેટો=પોતાનાં પેટનુંજ તાકનાર

**સાર**—જગા અને રણછોડ નામના છોકરાએ આંબા ઉપર પાકી કેરી દીઠી. તેમાં રણછોડે તે કેરી લેવાનું મન કર્યું, પણ જગાએ કહ્યું કે એ આંબો આપણો નથી, આપણે લઇએતો ચોર ઠરીયે, ને થોડી ચોરીમાંથી મોટી ચોરીનું મન થાય. એમ કહી રણછોડને લઇ ચાલ્યો. આંબાના રખવાળે આ વાત છાની રીતે સાંભળી, તેથી જગાને પાસે બોલાવી તાજુ કરી બે કેરી આપી. તેમાંથી જગાએ રણછોડને એક કેરી આપી, તેથી રણછોડ શરમાઇ ગયો.

## પાઠ ૧૫૪ મો.

ખાર=દાઝ. ક્ષમા=માફ. સાલસ=સારા
ફીકો=ફીકો, ઝંખવાણો. પરતાય=અફસોસ કરે.

કમનસિબ=નઠારાં ભાગ્ય વાળો. અદાવત=વેર, ખાર.

ટંટો=કજીઓ. નિર્દય=પાપી. ધ્યાન=નજર.

**સાર—ઘોઘા** બંદરની પાસે **પાલના** ગામમાં **રાજારામ** કરી એક છોકરો હતો, તેને કેઇ ગાળો દે, મારે, પણ તેના સામું બોલ્યા વગર માફ કરતો હતો, તેથી વખણાતો હતો. એક દિવસ તે કેટલાક છોકરાને અવગુણના બદલે ગુણ કરવાની શિખામણ દેતો હતો, તેમાં **મોરાર** કરીને એક છોકરો હતો તેણે એ વાત પોતાના પર ધારી, રાજારામને ગાળો દેઇ કહ્યું કે જોતા રહેજે.

## પાઠ ૧૫૫ મો.

વહાણું=પરોઢીઉં. પ્રેમ=હેત. ઉછેર્યા=મોટા કર્યા.

ભંગ=નાશ. જોગ=જેર. નિયમ=ટેવ, પણ.

કઢાપો=બળતરા, અફસોસ.

**સાર—રાજારામે** પોતાના ઘર પછવાડે સારી વાડી ઘણી મેહેનતે કરી હતી, તે એક દિવસ સવારે જોવા ગયો ત્યારે ખેદાન મેદાન દીઠી, તેથી ઘણો અફસોસ કરવા લાગ્યો. એટલામાં ખડખડાટ સાંભળી તે તરફ નજર કરી તો **મોરારને** કોદાળી લઇ ભાગતો જોયો, તેથી એ કામ મોરારેજ કર્યું ધારી, તેને સજા કરાવવાના વિચારથી પકડો પકડો એવી બુમ પાડી. પછી વિચાર કર્યો કે સજા કરાવવી સહેલી છે પણ માફ કરવું કઠિણ છે. માટે હશે, થયું તે ખરૂં. એમ વિચાર બાંધી ક્રોધ સમાવ્યો.

## પાઠ ૧૫૬ મો.

કઠણ=આકરી. રૂડી=સારી. વિસાત=ગણત, વાત.

ભભૂકો=ગરમતોલ.

**સાર**—પછી રાજારામ વેલા સમા કરવા મંડ્યો. ત્યાં તેની મા આવી તેણે પૂછ્યું કે બાપુ, આ વેલા કેણે તોડી નાંખ્યા? રાજારામ કહે હશે, જેણે તોડ્યા તેણે. મારે તો માફ કરવું છે. એમ બોલતાં આંખમાંથી આંસુ પડ્યાં તે જોઇને તેની માને માફ કરવાના રૂડા ગુણ ઉપર અત્યંત પ્રિતી ઉપજી. ને એ વાત તેના બાપને કહી. તેથી તે પણ સંતોષ પામ્યો. ત્યાર બાદ એક દિવસ **મોરાર**ના હાથમાંથી ઘોડું ભાગી ગયું હતું, તેની પછાડ દોડતો હતો, તે રાજારામે પકડી તેને સોંપ્યું. તેથી મોરારે ઉપકાર માન્યો. ને ન આપ્યું હોત તો તેનો કાકો ક્રૂરતા કરત ને મારત, એ વાત કહી રોઈ પડ્યો.

## પાઠ ૧૫૭ મો.

શરત=કબૂલાત, ઠરાવ, બોલી. કબૂલ=નક્કી. રહેણી=ચાલ.

**સાર**—રાજારામે, મોરારને નોકર રહેવાનું પૂછ્યું, ત્યારે મોરાર કહે મને દેશાઈ રાખવાના હતા, પણ લખતાં વાંચતાં નથી આવડતું તેથી ન રાખ્યો. એટલે રાજારામે હમેશા એક કલાક ભણાવવાનું કહી, તેની નઠારી ચાલ છોડી દેવા માટે શીખામણ દીધી. મોરારે તે પ્રમાણે કબૂલ કરી, પાંચ છ માસ ભણી, દેશાઈ આગળ નોકર રહેવા ગયો. દેશાઇએ મોરારની ચાલચલગત બાબત રાજારામને પૂછી નોકર રાખ્યો.

## પાઠ ૧૫૮ મો.

બોલી=શરત. પરકણ=ઠરાવ. છો=ભલે.
બાન=નુકશાન. સામર્થ્ય=જોર, શક્તિ. ચેન=મગ.
વય-ઉમ્મર, ભાવ=પ્રભા. અપરાધ=ગુનો, વાંક.

**સાર—મોરારને** ખાવું પીવું ને લૂગડાં લત્તાની શરતે નોકર રખ્યા બાદ વરસ પછી તેનો પગાર કરી દેવા દેશાઇએ કહ્યું, તે વખત મોરારની આંખમાંથી આંસુ આવ્યાં, ને શેઠ આગળ આગલી **રાજારામને** નુકશાન કર્યાની હકીકત કહી બતાવી, ઘણું પસ્તાયો. શેઠે રાજારામ આગળ મોરારને માફી માગવાનું કહ્યું અને રાજારામના વખાણ સર્વ છોકરા આગળ કરી, તેના જેવી ટેવ રાખવા શીખામણ દીધી.

## પાઠ ૧૬૦ મો.

કલ્યાણ=સારૂં. વસ્તારી=ઘણા પરિવાર વાળો.
આકલ=બુદ્ધિ. કોઢાઇ=કોડ.

**સાર**—એક બ્રાહ્મણ **કરશન** દેશાઇને ત્યાં જઇને ફતર્યો, ને છોકરાને બોલાવી નામ પૂછવા લાગ્યો. ત્યારે છોકરાએ કહ્યું કે કોઇ અકલની વાત કહો.

## પાઠ ૧૬૧ મો.

જખાના માર્યા=દુઃખના માર્યા. ડામાડોળ=ચકવે. દમડી=પાઇ.
અડચણ=હરકત. ચમત્કારી=નવાઇની. રમુજ=મજા.
નિહાળી=તપાસી. ગરક=છક. ભગ=તડકુ.

**સાર**—અગણોતરા કાળમાં એક વહાણ ભાંગી પડ્યું, તેમાંથી કેટલાંક માણસ એક બેટમાં ગયાં. તેમાં એક કણબીએ જમા બહોળી દેખી ખેડવા માંડ્યું, ને દાણા થયા ત્યારે ઘંટી બનાવી લોટ કરવા લાગ્યો.

## પાઠ ૧૬૨ મો.

સહેલું=હલકું. દરકાર=કાળજી.

**સાર**—જગા પટલે ઉદક **પ્રવાહ** નામનો રાક્ષસ દીઠો-ઉદક= પાણી+પ્રવાહ=રેલો. પાણીની મોટી નદી દીઠી. તેના **પર પાટીઓ** મૂકી, તે પર બેસી ઘેર આવ્યો. ને પાણીની મદદથી લોટ દળવાનો સંચો બનાવ્યો. લોટ દળવાના સંચા પાણીની મદદથી થાયછે.

## પાઠ ૧૬૩ મો.

સરદી=ઠંડાઈ. સ્વાધીન=તાબે. મજૂરી=મહેનત.

તરેહ તરેહ=જાત જાતના. કાલાવાલા=આજીજી.

**સાર**—પાણી પર લાકડાં તરેછે, અને પાણીની મદદથી લાકડાં વેરવાના સંચા બને છે. તેથી થોડા વખતમાં ઘણાં પાટીઆં વહેરાય છે. લાકડાં વહેરવાને માટે ઘણાં કરવત રાખેલાં હોય છે. તેથી સર્વે પાટીઆં સાથે પડે છે.

## પાઠ ૧૬૪ મો.

જૂજ=થોડી. ઝાલમસ્ત=મજબૂત. ઉદક પ્રવાહ=પાણીનું વહેવું.

સંતાપે=નડે.

**સાર**—એમ પાણીને પણ કામમાં વપરે તો મોટાં મોટાં કામ સહેલાઈથી થાય છે, અને સુખી થવાય છે.

## પાઠ ૧૬૫ મો.

ચરચા=વીવેચન. ઓળો=પડછાયો. ડર=બીક.

વાત પ્રવાહ=પવનનો ઝપાટો.

**સાર**—બીજા રાક્ષસનું નામ **વાત પ્રવાહ હતું**. વાત=પવન+પ્રવાહ=રેલો. પવનની શક્તિ. તેની મદદથી લોટ, પાણીની મદદથી દળાય છે, તે કરતાં પણ ઘણીજ ઉતાવળથી દળાયછે. વહાણ ઝપાટા બંધ ચાલેછે. તે મુજબ **મોગરદાસ** શેઠે પવનની શક્તિથી અહીંએ ચલાવવા માંડી.

## પાઠ ૧૬૬ મો.

ધો=ઝબોળા. જડફર=વાદ. સગરી=સુધારી.

**સાર**—પાણી પર વહાણ ચાલે છે, લાકડાં તણાતાં આવે છે, પણ એનો આધાર પવન પર છે. પવન આડો હોય તો પાણીમાં તોફાન થાય છે, છોળો આવે છે, ને વખતે વહાણ ડૂબી પણ જાય છે. પણ જો પવન સરખો હોય તો સેહેલાઈથી પોતાનાં ધારેલાં ઠેકાણે પહોંચાયછે.

## પાઠ ૧૬૭ મો.

ઉષ્ણતા બાઈ=ગરમી. ભાળ=સંભાળ. વિસામવા=પસ્તાવા.
શક્તિ=જોર, બળ.

**સાર**—ઉદકપ્રવાહ એટલે પાણી અને તેનો દીકરો **વરાળી-ઓ**=વરાળ. અને તેની મા **ઉષ્ણતા બાઈ**=ગરમી. એટલે પાણીમાં ગરમી લાગે ત્યારે વરાળ થાય, અને વરાળની શક્તિથી ઘણાં ગહન ભારત કામ સેહેલાઈથી બને છે.

## પાઠ ૧૬૮ મો.

વેલા=વખા, હરકત.

**સાર**—વિઠ્ઠલ વરાળનો ઊપયોગ કરવા માંડ્યો. ને તેને દળવાનાં ને વેરવાનાં હલકાં કામે નહિ લગાડતાં, લૂગડાં વણવા, રૂ કાંતવું, કપાસ લોઢવો વગેરે મોટાં મોટાં કામમાં લગાડી સુખી થયો.

## પાઠ ૧૬૯ મો.

સરલી=સોંઘી.

**સાર**—પાણી, પવન અને વરાળથી જેવું કામ સારૂં થાયછે. તેવું એકલાંથી બને નહિ. દરિયાપર વહાણ પવનનાં જોરે ચાલે, પણ જમીનપર ન ચાલે. તેમ દરિયાપર વરાળના જોરથી આગબોટ ચાલે, તેને પવન મદદ આપે, તો કામ સરેતારે પાર પડે, તો એક

દેશના માલ બીજા દેશમાં જાય.

## પાઠ ૧૭૦ મો.

વરાળીઓ=વરાળની શક્તિ.

**સાર**—પૃથ્વીપર વરાળનાં જોરથી ગરજી મુજબ કામ થાયછે, પણ તેમાં પાણીની જરૂર પડે છે. કેમકે પાણી તથા ગરમી વિના વરાળ થાય નહિ. વિલાયતમાં વરાળનાં જોરે હજારો કારખાનાં જનાવી નવી નવી યુક્તિ શોધી કાઢી છે, ને કાઢતા જાય છે.

## પાઠ ૧૭૧ મો.

લક્ષ=ધ્યાન. ગણ્યા=ખામી. આમદ=તાણ.

**સાર**—પાણીનાં જોરથી લોટ દળાય છે, પાટીઆં વહેરાય છે. પવનનાં જોરથી લોટ દળાય છે, વહાણ સરાડે ચાલે છે, વિમાન ઉડે છે. અને વરાળનાં જોરે આગ ગાડી, આગબોટ ચાલે છે, લુગડાં વણાય છે, છપાય છે વગેરે ઘણાં કાર્ય થાય છે.

ભટની વાત દેશાઈનાં છોકરાં સાંભળી રાજી થયા, ને ભટને સારૂ જમાડયા.

## પાઠ ૧૭૩ મો.

ગીત=ગાણા. સસ્તા=સોંઘા.

**સાર**—આપણા બાપદાદાએ જે ચાલ બાંધ્યા છે, તેમાં હાલના જમાનાનો વિચાર કરી, સારા હોય તે રાખવા, અને નઠારા છોડી દેવા. '**બાપના કૂવામાં બૂડી મરવા**' જેવું ન કરવું. આગળ જે ચાલ બાંધ્યા હશે, તે વખતના જમાનાપર વિચાર કરેલો હશે. હાલના જમાનાનો વિચાર કરવો. આગળ આવાં લુગડાં, આવાં પુસ્તકો, અને આવી વિદ્યા નહોતી. માટે શું આપણે તે પસંદ નહિ કરવા? કરવા. '**દેશ તેવો વેશ**' રાખવો. કેટલીક જાતોમાં સુધારો

પયો છે. જેમકે વાણિયાની કેટલીક નાતમાં તેરમું કરવાનો ચાલ ની-કળી ગયો છે, અને મરજી ત્યારે કરવાનો ચાલ રાખ્યો છે. ઉંચી જ્ઞા-તીમાં પટાણાં બંધ કર્યા છે, નગ નાગર વગેરે નાતમાં એક બાય-ડી જીવતાં બીજી નહિ પરણવાનો ચાલ રાખ્યો છે. તે ઘણું સારી વાત છે.

## પાઠ ૧૭૪ મો.

પરક=ફેર. લંછન=ડાઘો. અટકળ=અનમાન, આશરો.

સાર—એવટ સાર એટલોજ કે આજનો વખત કેવો છે? મા-ણસની સ્થિતિ કેવી છે? તેમનામાં ડહાપણ કેવું છે? તનદુરસ્તી કે-વી છે? તે સર્વપર વિચાર બાંધી, ને જૂના ચાલો તપાસવા, અને તેમાં જે હાનીકારક લાગે તે દૂર કરવા. ને જે સારા લાગેતે પકડવા. જેમ બાળલગ્નથી નુકશાન છે તે છોડી દેવો, અને દેશાટણથી ફાયદો છે તો તે પકડવો.

## પાઠ ૧૭૫ મો.

આશિર્વાદ=આશિષ, દુવા. ઇર્ષા=અદેખાઇ. કૃપા=મેહેરબાની. ફજેતી=બેઆબરૂ.

સાર—'ખોદે તે પડે' 'વાવે તેવું લણે' અને 'કરે તે-વું ભોગવે' એ કહેવતો બરાબર છે. "જેવું ધારે અવરનું, તેવું આપનું થાય; ન માનોતો કરી જુઓ, જેથી તુરત જ-ણાય." પારકાપર ખોટો દ્વેષ રાખનાર, નકામી નિંદા કરનારને પર-મેશ્વર તરફથી શિક્ષા થયા વિના રહેતી નથી. તે આ પાઠમાં આવે-લાં હજામ અને બ્રાહ્મણની વાત પરથી માલૂમ પડે છે.

## પાઠ ૧૭૬ મો.

આરંભ=શરૂઆત. ઓચિંતી=એકદમ. હામ=હિંમત.

સમો=વખત. ગચે=મડે. વેઠે=ખમે.

**સાર**—નઠારા ચાલ છોડવા અને સારા ચાલ પકડવા વગેરે બાબતમાં કોઇ માણસ વિચાર કરે છે, પણ પછી લોક લજ્જાએ, નાત જાતના બોલવાપર શરમ પામી, કામ આરંભતા નથી. જે પ્રખ્યાત પુરૂષો થઈ ગયા અને જેણે નવા ચાલ કાઢયા છે. તે એક વખત આપખોડાયા છે ખરા, પણ પછી તેનો જય થયો છે, જુઓ વેન રાજાએ પહેલો પુનઃલગ્નનો રિવાજ કાઢયો ત્યારે શું લોકો થોડા સામા થયા હતા? તેજ વેન રાજાને અત્યારે વખાણે છે. રાવસાહેબ મહિપતરામભાઇ પહેલા વિલાયતમાં ગયા, ત્યારે તેમને શું થોડી હરકત થઇ હતી? પણ હિંમત અને ઉત્સાહથી અત્યારે રંગે રંગીઆતે સુખના દહાડા ભોગવે છે. તેવીજ રીતે દરેક કામ કરવામાં પાકું હૈયુ રાખવું.

# પાંચમી ચોપડીની કવિતાનો

## સાર.

---

### કવિતા ૧ લી— *અખાના છપ્પા.

આળસ=સુસ્તાઈ. અધિકુ=વધારે. આકલે=બુદ્ધિએ.
રસ=સ્વાદ. અંગે=શરીરે. હિણો=નબળો.
કારજ=કામ. સરે=થાય.

એક અફીણ અને બીજું આળસ, એ બેમાં એવો સ્વાદ છે કે જેમ જેમ વધારે ખાય, (મતલબકે અફીણ વધારે ખાય, અને આળસ વધારે કરે.) તેમ તેમ શરીર અને બુદ્ધિએ નબળો થતો જાય છે. જો મૂકી દે તો કામ થાય, નહિ તો **અખો ભગત** કહે છે કે ખાતો ખાતો મરશે. [૧]

જન=માણસ. આહાર=ખાવું. સ્વપ્ન=સોણું, સ્વપ્નું.
વશ=તાબે. ભક્ષ કરે=ખાય. ઠાલીને ઠાલી=ખાલી,
કુખ=પેટ, નિરધાર=નક્કી. મિથ્યા=ફોકટ.

જેમ કોઇ માણસ ઉંઘી ગયો હોય, તે સ્વપ્નાને તાબે થઇ આહાર કરે, [મતલબકે સ્વપ્નામાં ભોજન કરે] પણ અંદરતો ભૂખને ભૂખ હોવાથી પેટ ખાલીને ખાલી રહે છે. એમજ **અખો ભગત** નક્કી કહે છે કે વિચાર વગરનું જાણવું તે પણ ફોકટ છે. (મતલબકે સ્વપ્નામાં જમ્યાં બરાબર છે.) (૨)

દિસે=દેખાય. સહુ=બધા. પલકે=થોડીવારમાં.

---

* અખો અમદાવાદનો સોની હતો. સંવત ૧૭૦૫.

ધન=પૈસો. તન=શરીર. લજ્યા=લાજ.
પીડી=ગડી. રંક=ગરીબ. બનીયા=થયા.
રાય=રાજા. મહિમાય=ખૂબી.

સુખ વાળાંને દુઃખ વાળાં ઘણાં દેખાય છે, પણ તે બધાં મામાને લીધે દેખાય છે. સુખીઆં હોયછે તે થોડા વખતમાં દુઃખી થઇ જાય છે, અને પૈસો, શરીર તથા આબરૂ ખોઇ બેસે છે. ગરીબ પૈસાદાર બને છે. **અખો ભગત** કહેછે કે એ બધી માયાની ખૂબી છે. (૩)

વના=સાબેલા. સિધિ=મનોરથ. ધણી=ઉપરી.
રિધિ=પૈસો. ફના=નાશ. ફજેત=ગેરઆબરૂ.
રેત=રેતી, વેળુ.

પલકમાં ધન દોલત ઘણી આવે છે, ત્યારે જીવ જાણેછે કે હું સૌનો ધણી છઊં. જેમ વરઘોડામાં બહુ સાબેલા મળ્યા હોય તે થોડી વાર રહી વીખરાઇ જાય છે, તેમ **અખો ભગત** કહેછે કે માયા પણ એવીજ રીતે ફજેત કરે છે. તે ખાતાં ખાંડ જેવી લાગે છે, અને ચાવતાં વેળુ જેવી છે. (મતલબ કે આવે તો મીઠી અને જાય તો કડવી લાગે છે.) (૪)

ઓછું પાત્ર=હલકી જાત. સાંઢ=ખુંટડો. મર્કટ=વાંદરો.
અદકું=વધારે. માલ્યો=માણો, ભોગવો. મદિરા=દારૂ.
વઢકણી=કજીઆળી. હડકવા=એક જાતનું વાયુ. સૌકો=બધા.

હલકી જાત હોય ને વધારે ભણે, કજીઆળી વહુ હોય ને દીકરો જણે, મારકણો સાંઢ હોય ને ચોમાસું ચરે, કડકણો કૂતરો હોય તેને હડકવા હાલે, અને વાંદરો દારૂ પીએ, **અખો ભગત** કહે છે કે એ પાંચેથી બધાં બીવે છે. (મતલબ કે મૂળ સ્વભાવ ખરાબ હો-

ય, ને તેમાં વળી બાઈ જડે એટલે પછી શી મણા રહે ! ) (૫)

---

## કવિતા ૨ જી—પ્રાણીપર દયા રાખવા વિષે.

પીડા=દુઃખ. પીડાય=દુઃખી થાય. પિંડ=શરીર.
આપડો=આપણો. પીડા કર્યાથી=દુઃખ દીધાથી. પ્રાણી=જીવ.
બાપડો=બિચારો. ગરીબ. મદાંધ=અહંકારમાં આંધળા. જરૂર=નક્કી.
અરે=હે ! દિલે=મનમાં. ધરો=લાવો.

જુઓ કે પીડાથી જેમ આપણું શરીર દુઃખી થાય છે, તેમ બિચારા પ્રાણીને દુઃખ દીધાથી તે દુઃખી થાય છે. તેમનામાં જીવ છે એમ નક્કી જાણી, અહંકારમાં આંધળા બની પ્રાણીને મારશો નહિ. અરે ! મનમાં દયા લાવી પ્રાણીને દુઃખ ન દો. (૧)

રચ્યાં=બનાવ્યાં. અવયવ=શરીરના ભાગ. સહુ=બધા.
તમોથી=તમારાથી. બને=થાય. લાખવાતથી=લાખ ઉપાયથી.
લગીરના=જરાએ. વિચારી=વિચાર કરી. અધિક=વધારે.
ઊર=મન. આણીને=લાવીને.

જુઓ કે શરીરના બધા ભાગ પરમેશ્વરે બનાવ્યા છે. તેમાં-નો તમારાથી લાખો ઉપાયે પણ લગાર બની શકે નહિ. માટે વિ-ચાર કરીને મનમાં ઘણી બીક રાખીને. દિલમાં દયા લાવી, પ્રાણી-ને દુઃખ ન દો. (૨)

ધરો=મૂકો. ન=નહિ. ચર્ણ=પગ.
ધોબ=એકદમ. ધારી=જાણી. મિત્ર=ભાઈબંધ.
ઘાત=ખુન. વિશેષ=વધારે. વર્ણવો=બોલો.
વખાણીને=વખાણ કરીને.

પ્રાણીને ગરીબ જાણી તેનાપર એકદમ પગ મૂકવો નહિ. હે મિત્ર ! પ્રાણીને મારી ખુશ થશો નહિ. અને તેને મારવાની વાત

વધારે વધારે વખાણીને કહેવી નહિ. અરે! દિલમાં દયા લાવી પ્રાણીને દુઃખ ન દો. (૩)

બનાવનાર=સરજનાર. ઈશ=પરમેશ્વર. ઉદાર=મોટામનવાળો.
પ્યાર=હેત. દીધેલ=આપેલ. આણીને=ભોગવીને.

આપણો અને એનો બનાવનાર એકજ પરમેશ્વર છે, તથા પરમેશ્વરનો મોટા મનનો પ્યાર તેમને પણ મળેલો છે. માટે તેમને જે હરવા ફરવાનું સુખ દીધેલું છે, તે સુખેથી ભોગવવા દેવું. અરે! દિલમાં દયા લાવી પ્રાણીને દુઃખ ન દો. (૩)

ગજુ=શકિત. ભાર=બોજો. વેદના=દુઃખ.
વિચારીએ=જાણીએ. કદિ=કોઈ દિવસ. ક્રૂર=નઠારૂં.
કર્મ=કામ. પિછાણીને=જાણીને

શકિત ઉપરાંત ભાર ભરીને માર મારવો નહિ, અને બાપડાં ગરીબ જીવડાંની વેદનાનો વિચાર કરવો. પાપ છે એમ જાણીને કોઈ દિવસ નઠારૂં કામ કરવું નહિ. અરે! દિલમાં દયા લાવીને પ્રાણીને દુઃખ ન દો. (૫)

અધર્મ=પાપ. જંતુ=જીવડાં. પાય=પગ.
ખેલ=રમત. ખરાબ=નઠારી. નિશાન=તાક.
વિનાશ=નાશ, તીરતાણીને=તીર મારીને,

જીવડાંનાં પગ અને પાંખ તોડી નાંખીને પાપનું કામ કરે છે, તથા શૂળમાં પરોવી પછી જમીનમાં ખોડી ખરાબ રમત કરે છે, નિશાન માંડી તીર મારી નાશ કરે છે, અરે! દિલમાં દયા લાવી પ્રાણીને દુઃખ ન દો, (૬)

---

## કવિતા ૩ જી—વિચારીને બોલવા વિષે.

સુ=સારા. વાકયથી=વચનથી. કુવાકયથી=નઠારા વચનથી.

કલેશ=કજીઓ. લાધે=થાય. કશો એક=કાંઇપણ.
આણી=લાવી. વીર=ભાઇ. ઉચ્ચાર=બોલ.
વાણી=વચન. સદૈવ=હમેશા સ્નેહ=હેત.
વાધે=વધે.

સારાં વચનથી હમેશાં હેત વધે છે, અને નઠારાં વચનથી હમેશાં કજીઓ થાય છે. અરે! કાંઇપણ વિવેક લાવી, હે ભાઇ! વિચારીને વચન બોલો. (૧)

વિશ્વ=દુનિઆ. કિર્તી=આબરૂ. જનો=માણસો.
પડે ચડે=ચડતી પડતીથાય. વડેજ=થી. પ્રાણી=જીવ.

સારાં વચનથી બધી દુનિઆ વખાણે છે, ને નઠારાં વચનથી માણસોમાં આબરૂ જણાતી નથી. જીવની પડતી ચડતી જીભથીજ થાય છે. તો હે ભાઇ! વિચારીને વચન બોલો (૨)

પાળે=ઉછેરે. ઉચ્ચારનું=બોલનું, વચનનું, પ્રજા=વસ્તી, માણસો.

જુઓ માણસો પોપટને ઘરે પાળે છે, અને ઘૂડ પોતાના માળામાં પણ સુખથી સૂઇ શકતું નથી, એ બધું કારણ વચનનું જાણીને, હે ભાઇ! વિચારી૦ (૩)

ભલી=સારી. ભલાઇ=મિઠાશ. બુરી=નઠારી.
લોક=માણસ. બુરાઇ=નઠારૂં. રાજકુમાર=રાજાનોકુંવર.

હે ભાઇ! સારી જીભ રાખી મિઠાશ તો લે, નઠારી જીભથી માણસો નઠારૂં બોલે. પછી ભલે રાજકુંવર, ગરીબ કે રાણી હોય ને! માટે હે ભાઇ! વિચારી૦ (૪)

અમુલ્ય=જેની કિંમત ન થાય તેવું. પળી=પાવળું.

સારાં વચનથી દૂધ, દહીં અને ઘી મળશે, અને અમુલ્યનું લભાર પણ મુલ ગણાશે. નઠારાં વચનથી પાવલું પાણી પણ ન મળે.

માટે હે ભાઈ! વિચારી૦ (૫)

મુખેથી=મોઢેથી. માનવી=માણસ. વેણ=વચન.
થુંક્યું=થુંકી નાંખેલું. વિમાસશો=પસ્તાશો. હાણી=નુકશાન.

હે માણસ! મોઢેથી જે વચન બોલ્યા તે તારાથી ફરીને થુંકેલું ગળાશે નહિ. (મતલબ કે બોલેલું પાછું ખેંચાશે નહિ.) પછી પસ્તાશો એવું નુકશાન હશે તો પણ શું! માટે હે ભાઇ! વિચારીને૦ (૬)

છેદ=કાપ. ઉપાય=ઇલાજ. સૂજે=થાય.
કાપ=ઘા. કદિ=કોઈદિવસ. રૂઝે=મટે. તણે=નાં.

છરાના કાપનો ઉપાય સૂઝશે, પણ નઠારાં વચન રૂપી ઘા કોઈ દિવસ રૂઝાશે નહિ. કેની પેઠે કે કાચની કોડી કોઇ દિવસ કાણી મટે નહિ. માટે હે ભાઇ! વિચારીને. (૭)

ભલો પુરો=સારો નરતો. તોપતણો=તોપનો. ભડાકો=અવાજ.
હવાવિષે=પવનમાં. હડાકો=એકદમ. તાણી=ખેંચી.

સારો નરતો તોપનો અવાજ પવનમાં એકદમ જતો હોય, તેને કહો કે તમે કેમ ખેંચી શકશો? માટે હે ભાઈ! વિચારીને. (૮)

દોહરો— વદો=બોલો. વણશે=બગડશે.

ભારતોલ=વકકર, ગંભીરાઇ.

વિચારીને વચન બોલો, કે જેથી કોઈ દિવસ તમારૂં કામ બગડશે નહિ. * **દલપતરામ** કવિ કહેછે કે ભલા માણસ ગંભીરાઇ રાખેછે.

---

* **દલપતરામ**—શ્રીમાળી બ્રાહ્મણછે, અને હાલ આ કવિ અમદાવાદમાં રહેછે.

## કવિતા ૪ થી—માનો ગુણ. ભાગ ૧ લો.

પારણે=ઘોડીએ. પુત્ર=છોકરો. રડું=રોઊં.
છેક=ઘણું. ગહા=મોટા. દયાળીજ=દયાવાળી.

હું નાનો છોકરો હતો, અને ઘોડીએ સુતો હતો, તે વખત ઘણું રોતો, ત્યારે મને છાનો કોણ રાખતું? મને દુઃખી દેખીને દુઃખી કોણ થાતું? હે! મોટા હેત વાળી ને દયાવાળી મા તુંજ. (૧)

પોઢી=સુઇ. પોતે=પંડે. પંડે=શરીરે.
તજે=છોડીદે. સ્વાદ=મીઠાશ. કટુ=કડવા ઓસડ.

પોતે ભીનામાં સુઇ મને સુકામાં સુવાડે, અને હું મારા શરીરે પીડા પામું તો તે મીઠાશ છોડી દેતી હતી. મારા સુખને સારૂ કડવા ઓસડ કોણ ખાતી? હે! મોટા. (૨)

તાજુ ખાજુ=સારૂં ખાવાનું. મીઠાં=સારાં. મુખે=મોઢે.
ગીત=હાલરડાં.

મને છાતી સાથે રાખીને બચ્ચી કોણ લેતું? અને સારૂં સારૂં ખાવાનું છોડીદઇ મને કોણ આપતું? મને મોઢેથી સારાં હાલરડાં કોણ ગાતું? હે! મોટા. (૩)

ખડું=અથડાઊં. આણી=લાવી. વાણી=વચન.
પ્રેમનાં=હેતનાં. પૂર=પૂરાં. પાણી=આ ઠેકાણે આંસુ થાયછે.
પોતાતણું=પોતાનું. દૂધ=આઠેકાણે ધાવણ.

હું પડી જાઉં કે અથડાઉં તો ખમાનાં વચન લાવી, પડવાથી હેતનાં પૂરાં આંસુ પાપણમાં કોની આવતાં? અને પછી મને પોતાનું દૂધ (ધાવણ) કોણ પાતું? હે! મોટા. (૪)

પ્રભુ=પરમેશ્વર. ભક્તિ=સેવા. જુક્તિ=કળા.
તાપ=દુઃખ. મૂક્તિ=સ્વર્ગ. ચિત્તે=ચિત્તમાં, મનમાં.

ચિંતા=ફિકર. ચાતું=ઇચ્છતું.

મને પ્રભુની સેવાની કળા કોણ કહેતું? કે જેથી દુ:ખ અને પાપ જઇ સ્વર્ગ મળે, મનમાં ફિકર રાખીને મારૂં કોણ શારૂં ઈચ્છતું? હો મોટા૦ (૫)

## કવિતા ૫ મી—માનો ગુણ, ભાગ ૨ જો.

જળે=પાણીએ. જડ્યું=ચોટ્યું. ગણિતે=હિસાબે.

તથા આજપણ તારૂં હેત 'જેવું માછલાંને પાણી સાથેછે તેવું હેત' હજુપણ છે, જેનો હિસાબ ગણી શકાય તેમ નથી. હો મોટા. (૬)

જશ=જઇશ. ભૂલી=ચૂકી. ચાકરી=બરદાસ.

આકરી=કઠણ. અમૂલી=મૂલવગરની. સદા=હમેશાં

દાસ=ચાકર. સાટુ=બદલો.

અરે! એ બધી જેની કિમત નહિ થઇ શકે તેવી કઠણ બરદાશ કીધીછે, તે શું હું ભૂલી જઈશ? હમેશાં ચાકર થઇને એ બધાનો બદલો વાળી આપીશ. હો મોટા૦ (૭)

દેવનાદેવ=પરમેશ્વર. આનંદદાતા=આનંદના આપનાર.

માતા=મા. સમો=વખત. જોગ=યોગ્ય.

હે આનંદના આપનાર પરમેશ્વર! મને મારી માએ જે ગુણ કર્યોછે, તેનો બદલો વાળવાનો યોગ્ય વખત હમેશાં આપજે. હે મોટા.(૮)

શીખે=ભણે. પ્રિતથી=હેતથી. નિત્ય=હમેશાં.

પાઠે=મોઢે. રીઝી=રાજી થઇ. ઠામે=ઠેકાણે.

રચ્યાં=બનાવ્યાં. રૂડા=સારા દેવ=પરમેશ્વર.

આટલા આઠ છંદ સાંભળીને શીખે, અને પછી હેતથી હમેશા મોઢે કરે, તો પરમેશ્વર રાજી થઇ સર્વ ઠેકાણે સુખી રાખે. આ સારા છંદ દલપતરામ કવિએ બનાવ્યા છે. (૯)

## કવિતા ૬ ઠ્ઠી—*સામળની સમશ્યા.

સમસ્યા=પારશી. નર=પુરૂષ. તન=શરીર.

ઉત્તમ=ઘણો સારો. જન=માણસ. સજ્જન=સારા માણસ.

એક પુરૂષે બીજા પુરૂષને ગળ્યો તેથી તેનું શરીર શોભે છે. તેમાં એકનો ઘણો સારો માણસ છે. હો સારા માણસો તમે સમજજો. ઉત્તર—જામો. (મતલબ કે માણસ પહેરે છે એટલે જામો માણસના શરીરને ગળેછે. તેમાં માણસ ઉત્તમ છે.) (૧)

ઉતમ=સારા, મોટા. કુળથી=વંશથી. તાત=બાપ.

તણો=નો. વીવા=લગ્ન. સજ્જન=સારા માણસ.

સારા વંશમાંથી પેદા થઈને બાપના બાપ સાથે લગ્ન કર્યાં. તે વાત હે! સારા માણસો તમે સમજજો. ઉત્તર—છાશ. (મતલબ કે દૂધમાંથી છાશ પેદા થાય છે, તો છાશનો બાપ દહીં, અને દહીંનો બાપ દૂધ. એ દૂધમાં છાશ નાંખે ત્યારે દહીં થાય, મતલબ કે દૂધ અને છાશના લગ્ન થાય.) (૨)

કાળ=છલંગ. મૃગ=હણીકું, મૃગલો. શ્વાન=કૂતરો.

ચતુર સુજાણ=ડાહ્યા માણસ.

છલંગ મારે છે, પણ હણીકું નથી, તેમ સસલો કે કૂતરો પણ નથી. મોઢું ઉંચું છે પણ મોર નથી. તે ડાહ્યા માણસો તમે સમજજો. (૩) ઉત્તર—દેડકો.

કાગ=કાગડો. નાગ=કાળોએરૂ.

પીળો છે, પણ પોપટ નથી, કાળો છે, પણ સાપ નથી, પાંખો પણ પંખી નથી, અને ઉડે છે, પણ કાગડો નથી. (૪) ઉત્તર—ભમરો.

---

* સામળ કવિ—ગોમતીપુરનો શ્રીગોડ માળવી બ્રાહ્મણ સંવત ૧૭૮૧ ની સાલમાં હતો.

નારી=સ્ત્રી. નિર્બળ=બળવગર. કોલ=કોયલ.
વસે=રહે. સાપણ=નાગણી. ઉત્તર=જવાબ.

સ્ત્રી છે, પણ બળ વગરની નથી, કાળી છે, પણ કોયલ નથી, દરમાં રહે છે, પણ નાગણી નથી. એનો જવાબ કહે (૫) ઉત્તર—તરવાર.

પઢતો=ભણતો. પંડિત=વિદ્વાન. પૂન્યે=પૂર્યો.
ચતુર=ડાહ્યા. ચેતજો=જાણજો. મધુરો=સારો.

ભણે છે, પણ વિદ્વાન નથી, પૂર્યો છે પણ ચોર નથી, ડાહ્યા હોતો સમજજો કે સારા રાગવાળો છે, પણ મોર નથી. (૬) ઉત્તર—પોપટ.

---

## કવિતા ૭ મી ભલું ભુંડુ કરવા વિષે.

### મનહર.

મોગરો=ડોલર. બીજ=બી. માનવીના=માણસના.
મીઠાં=સારાં. બોલ=વચન. કૌચ=કૌવચ, ખરજણી.
કહાવીએ=કહીએ. કદાપિ=કોઈ દિવસ. આશ=આશા, ભરૂસો.
લેશ=જરા. પ્યાર=હેત. ખાર=દુશ્મનાઇ, અદેખાઇ.
ઉપાય=ઇલાજ. દોષ=વાંક. ચઢાવીએ=દઇએ.

માણસનાં મીઠાં વચન મોગરાનાં (ડોલરનાં) બી જેવાં છે, અને કડવાં વચનને કૌવચનાં બી જેવાં કહેવાં. મોગરાનાં બીમાંથી કોઇ દિવસ કૌવચ થાય નહિ, તેમ કૌવચમાંથી મોગરાની જરા પણ આશા લાવવી નહિ. (મતલબ કે સારાં વચનમાંથી નઠારાં વચન કદિ પણ બને નહિ, અને નઠારાં વચનથી સારાં વચનની આશા લાવવી નહિ.) એકવાર આપણે વિવેકથી વિચાર કરી જુઓ કે જેવાં જેવાં બી વાવીએ તેવાં તેવાં ઝાડ ઉગે. (મતલબ કે જેવાં વચ-

ન બોલીએ તેવાં ફળ મળે) હેત અને અદેખાઇ મેળવવાનો ઉપાય આપણા હાથમાં છે, તેમાં **દલપતરામ કવિ કહે છે** કે દુનિઆનો વાંક કાઢવો નહિ. (૧)

### ઇંદ્ર વિજય.

| | | |
|---|---|---|
| વંદન=વંદના, નમસ્કાર. | શબ્દ=બોલ. | નંદો=વાંકુબોલો. |
| નિંદક=વાંકુ બોલાય. | કદિ=કોઇ દિવસ. | સાલસ=સારો. |
| સુણી=સાંભળી. | ખંધો=લુચ્ચો. | નિર્મળ=ચોખ્ખો. |
| ગંદુ=ગોબરૂં. | વાણી=વચન. | વદે=બોલે. |
| જનમાં=માણસમાં. | તુર્ત=તુરત. | પડછંદો=ઓળો, પડઘો. |

નમસ્કારનાં વચન કહ્યાથી નમસ્કારનાં વચન સાંભળો, અને તમે કદિ વાંકુ બોલોતો તમારૂં વાંકુ બોલાય. સારો કહ્યાથી સારા શબ્દ સાંભળી, અને લુચ્ચો કહ્યાથી વળી આપણને લુચ્ચો કહે. ચોખ્ખો કહ્યાથી ચોખ્ખાઇનાં વચન સાંભળી, અને ગોબરૂં કહ્યાથી વળી આપણને ગોબરો કહે. માણસમાં માણસો જેવાં વચન બોલેછે, તેવો તુરત પડછાયો (પડઘો) પડેછે. (૨)

---

## કવિતા ૮ મી—મહારાણીજીની ગરબી.

| | | |
|---|---|---|
| ઇશ્વર=પરમેશ્વર. | વડી=મોટી. | પ્રેમવાળી=હેતવાળી. |
| કૃપા=મેહેરબાની. | હૈડામાં=મનમાં. | હર્ષ=આનંદ. |

હે પરમેશ્વર! અમે એટલું માગીએ છીયે કે મોટા હેતવાળી *વિકટોરિઆ ઘણાં વર્ષ જીવો. તમે મેહેરબાની કરીને તેટલું આપો કે જેથી અમે અમારાં મનમાં પૂરો આનંદ પામીએ. વિકટોરિઆ ઘણું

---

* વિકટોરિઆ—હાલમાંજે ઇંગ્લાંડના તખ્તપર બિરાજી આપણા પર 'કૈસરેહિંન્દ' એ નામથી અમલ ભોગવેછે તે આપણી મહારાણીનું નામછે.

જીવો. (૧)

અચળ=ખસે નહિ એવો. આગન્ના=હુકમ. અમપર=અમારા ઉપર. કરૂણાથી=દયાથી. કુશલ કલ્યાણ=હેમખેમ. દિન દિન=દિવસે દિવસે. ચડતી કળા=ચડતી. દોલત=પૈસો. વિધવિધ= જાત જાતનાં.

એનો ખસે નહિ એવો હુકમ અમારા ઉપર હોજો. વળી મેહેરબાની કરી તેને હેમખેમ રાખશો. વિકટો૦ દિવસે દિવસે ચડતીકળા અને પૈસો થજો, અને વળી જાત જાતના વખાણ પામો. વિકટો૦ (૨)

શત્રુ=દુશ્મન. સંહારજો=મારજો. દુષ્ટના=પાપીના.

અફળ=ફોકટ. ઉદ્યોગ=મેહેનત. વિજયાકુંવરી=વધારે જયવાળીકુંવરી. વિજય=વધારેજય. જગતપતિપણા=જગતના ધણીપણા. જોગ=લાયક.

એના બધા દુશ્મનને મારીનાંખજો, અને એ પાપીઓની મહેનત ફોગટ જજો. વિકટો૦ એ જયવાળી કુંવરીનો વધારે જય થજો, કે જે દુનિઆના ધણીપણાને લાયકછે. વિકટો. (૩)

અખૂટ=ખૂટે નહિ તેટલી. દોલત=પૈસો. સમય=વખત.

સહાય=મદદ. કષ્ટ=દુઃખ. કૃપાનિધિ=મેહેરબાનીવાળા.

જશ=આબરૂ. જગમાં=દુનિયામાં. ગવાય=બોલાય.

હે પરમેશ્વર! એને ખૂટે નહિ એટલી દોલત દેજો, અને બધા વખતે એને મદદમાં રહેજો. વિકટો૦ હે મેહેરબાની વાળા! (પરમેશ્વર) એનાં દુઃખ કાપી નાંખજે, કે જેની આબરૂ દુનિઆમાં ઘણી બોલાયછે. વિકટો૦ (૪)

જન=માણસ. સુખીઆ=સુખી. અખંડ=ભાંગે નહિ તે.

સોહલા=શણગાર. અંગ=શરીર. ઉમંગ=આનંદ.

અથાગ=ઘણો.

જેના રાજથી માણસો સુખી થયાં, એનો શણગાર અખંડ

રહેજો. વિકટો૦ જેથી જુલમના દુઃખો હતાં તે ગટી ગયાં, અને તેથી કરી શરીરમાં ઘણો આનંદ ઉપજ્યો. વિકટો૦ (૫)

અચળપણું=ખસે નહિ તે પણું. નિર્મળ=ચોખ્ખો. ન્યાય=ઇનસાફ. સદાય=હમેશાં. સુજશ=સારી આબરૂ. સંસાર=દુનિઆ. ગુણીજન=ગુણવાન માણસ. ગ્રંથમાં=પુસ્તકમાં. ગાય=કહે. જામજો=પથરાજો.

એનો ચોખ્ખોને વ્યાજબી ન્યાય, આખી દુનિઆમાં અગરપણાને પામજો વિકટો૦ એની સારી આબરૂ દુનિઆમાં પથરાજો, કે જેથી ગુણવાન માણસ પુસ્તકોમાં ગાય. વિકટો૦ (૬)

દયાવંત=દયાવાળી. દીસેછે=દેખાયછે. દિપાવડો=દીવો. સદ્‌ગુણી=સારાગુણવાળો. રાજસમાજ=રાજસભા. ચોગણું=ચારગણી હામ=હિંમત. ચિત્ત=હૈયે. રક્ષા=રખવાળજતન. મહારાજ=મોટા રાજા. આ ઠેકાણે પરમેશ્વર.

એ દીપાવડો દયાવાળી દેખાયછે, કે જેની રાજસભા સદ્‌ગુણી છે. વિકટો૦ એને હૈયામાં ચાર ગણી હિંમત થાઓ. હે પરમેશ્વર! એની રખવાળ કરો. વિકટો૦ (૭)

અગરવેલી=એકજાતનો વેલો. પરિવાર=વંશ. સજ્જન=સારામાણસ.

જેમ અગરવેલીનો વેલો બહુ બહુ વધેછે, તેમ એનો વંશ વધજો. વિકટો૦ **દલપત્તરામ** કવિ કહેછે એકવાર હો બધા સારા માણસો તમે એ કુંવરીનો જેજેકાર બોલો! વિકટો૦ (૮)

## કવિતા ૯ મી—પિતાની સેવા, ભાગ ૧ લો.

પિતા=બાપ. છડો=એકલો. છેક=ઘણો. છોટા=નાનો. પાળીપોષી=ખવરાવી પીવરાવી. કીધ=કર્યો. ભલા=સારા. આભાર=ગુણ.

હું છેક નાનો છોકરો હતો, ત્યારે મને મારા બાપે ખવરાવી પીવરાવીને મોટો કીધો. મને સારી રીતે રાજી રાજી રાખતાં, હે પિતાજી એ સારા ગુણ હું કેમ ભૂલી જઇશ. (૧)

કદિ=કોઇદિવસ. અંતરે=મનમાં. આપે=પોતે.

આણી=લાવી. મૂખે=મોઢે. હાજીહાજી=હાહા.

મેં જે ઘડીએ છાતીપર ચડીને મૂછો તાણી, તોપણ પોતે કોઇ દિવસ મનમાં રીસ લાવ્યા નહિ. મેં મોઢેથી જે જે કીધું તે હાએ હા કીધું, હે પિતાજી૦ (૨)

શિક્ષા=શીખામણ. ભેદ=રસ્તા. સિધા=પાંસરા.

મને સારી શીખામણ આપી સુધાર્યો. વળી વિદ્યા આપી, વિવેકમાં વધાર્યો, સારી વાતના પાંશરા રસ્તા બતાવ્યા. હે પિતાજી૦ (૩)

કોટીકોટી=ક્રોડોક્રોડો. સહી=વેઠી. કષ્ટ=દુઃખ.

કાયા=શરીર. કીધી=કરી. છત્ર=છત્રી.

અતિ=ઘણું. પ્રાણથી=જીવથી. પ્યાર=હેત.

કોઇ દિવસ શરીરે ક્રોડોક્રોડો દુઃખ વેઠીને મને છાતીમાં લઇ, છત્રીની પેઠે છાયા કરી, અને (મારાપર) જીવથી પણ વધારે હેત આણતા. હે પિતાજી૦ (૪)

અત્યંત=ઘણો. મૂખે=મોઢે. પુત્રપાજી=કપૂત છોકરો.

મને જોઇને ઘણો આનંદ પામતા, તથા મોઢેથી જે વસ્તુ માગી તે લાવી આપતા. જે કપૂત છોકરો હોય તે તમારો પૂરો પૂરો પાડ ભૂલી જાય. હે પિતાજી૦ (૫)

વડા=મોટા. રાંક=ગરીબ. દંડ=શિક્ષા.

દિલ=મન. આણી=લાવી. તજી=છોડીદઇ.

સ્નેહ=હેત. દેહે=શરીરે. પિડા=દુઃખ.

મોટા વાંકમાં આવું તોપણ ગરીબ જાણીને શિક્ષા નહિ કરતાં મનમાં દયા લાવ્યા, ને હેત છોડી દઇ શરીરે દુઃખ નદીધું. હેપિતાજી૦

## કવિતા ૧૦ મી પિતાની સેવા, ભાગ ૨ જો.

સેવા=ચાકરી. ભાગ્યશાળી=ભાગ્યવાન કિર્તિ=આબરૂ.
બુરી=ખરાબ. ટેવ=હેવા. તુચ્છ=હલકી.
જનો=માણસો. મધ્ય=માં. ટાળી=મૂકાવી.
ગાજી=ગવાઇ, બોલાઇ.

મને ભણાવી ગણાવીને ભાગ્યવાન કર્યો, તથા હલકી અને નઠારી ટેવહતી તે મૂકાવી. કે જેથી કરીને માણસોમાં આબરૂ ગવાઈ રહી. હે પિતાજી૦ (૭)

લાભ=લાવો, ઓરીયો. તાત=બાપ. ઉપાયો=ઇલાજ.
સજ્યાજી=બનાવ્યાં. સદા=હમેશા.

મેં જે લાવો લીધો અને હજી જે સારો લાવો લઇશ, તે બધો ગુણ હે પિતાજી હું તમારોજ ગણું છું. તમે હમેશાં મારા સુખ સારૂ ઇલાજો લીધા. હે પિતાજી૦

નિર્ખતા=જોતાં. નેત્રમાં=આંખમાં. નિર=પાણી.

મને જોતાં આંખમાં પાણી લાવીને છાતી સાથે લગાવી (હેતથી) દાબતા, અને મોઢેથી મીઠાં મીઠાં વચન બોલતાં.હેપિતાજી(૯)

બાળ=બાળક. ઉરે=મનમાં. આણ્યો=જાણ્યો.

હું આજ સુધી બાળક અજાણ્યો હતો, તેથી મનમાં આપનો એક ગુણ જાણ્યો નહિ. હવે આજથી હું જાણીતો થયો. તો હે પિતાજી. (૧૦)

જગંનાથ=જગતના નાથ (પરમેશ્વર) હૈયાતી=હાજર.
સેવના=સેવા. સ્નેહ=હેત. સદાજી=હમેશાં.

પરમેશ્વર જીવતો રાખશે, અને તમે ને હું હેયાત હશું, તો સાચાં હેતથી હમેશાં તમારી સેવા કરીશ. હે પિતાજી. (૧૧)

ભાવથી=હોંશથી. ભણે=શીખે. ભક્તિ=સેવા.
રૂડું=સારૂં. જ્ઞાન=સમજણ. શુભ=સારા.
રચ્યા=બનાવ્યા.

આ છંદ, સારા ગણીને જો હોંશથી શીખે, તો બાપની સેવા પામીને નઠારા થશે નહિ. સારૂં જ્ઞાન મેળવી સારે કામે લાગશે. આ સારા છંદ **દલપતરામ કવિએ** બનાવ્યા છે.

## કવિતા ૧૧ મી—ચોરીના માલ વિષે.

કાચો=પકવ્યા વિનાનો. અંન=અનાજ. ધન=પૈસો.

પકવ્યા વિનાનો પારો અનાજમાં ખાવો તેવો ચોરીનો પૈસો છે, (મતલબ કે પચતો નથી તેમ ચોરીનો માલ પણ પચતો નથી). અને કાચી હડતાલ ખાવી તેવો ચોરીનો માલ છે. (૧)

ભમે=ફરે. જયોગ=જેમ. કાળ=મોત. ખાસ=ચામડી.

માથાપર જેમ મોત ફરે છે, તેવો ચોરીનો માલ છે, અને કોવચને અડતા જેમ ચામડી ઊપડી આવે, તેવો ચોરીનો માલ છે,

ગાણું=ગીત. કૂડાં—ખોટાં. આળ=તહોમત.

ગીતમાં જેવી ગાળો દે છે. તેવો ચોરીનો માલ છે. જેમ માથે ખોટાં તોહોમત મૂકે છે, તેવો ચોરીનો માલ છે. (૩)

અગ્નિ=દેવતા. માખ=માંખી. ધણી=માણસ.

દેતવાની જેવી ઝાળ છે, તેવો ચોરીનો માલ છે. અને કોઇ માણસ માંખી ગળે તો પચતી નથી, તેમ ચોરીનો માલ પચતો નથી. [૪] તાલ=મજા.

આખા કોળાનું શાક કરે, અને વાશીદામાં સાંખેલું જાય, એ

જોતા જેવો મજા છે. (મતલબ કે તેમ થાય નહિ.) તેવો ચોરીનો માલ છે. (૫)

સાહે=પકડે. સાપ=એરૂ. આપ=પોતે.
હાલ=તુરત તજતાં=છોડી દેતાં,

જેમ એરૂ છછુંદરને પકડે, તો પછી ગળતાં જીવ જાય, અને છોડી દેતાં પોતે તુરત આંધળો થાય, તેવો ચોરીનો માલ છે, (૬)

છીંડે=વાડને રસ્તે, છૂટ=મોકળ,

માળી વાડના છીંડે છૂટ રાખે તો બકરૂં કાઢતાં ઉંટ પેસી જાય, ફાંસ કાઢતાં સાલ પેસે, તેવી રીતનો ચોરીનો માલ છે, (મતલબ કે થોડું દુઃખ કાઢવા કરે ત્યાં બમણું માથે પડે છે.) (૭)

થોભ=અટકાવ,

દહાડો રાત છાનું ન રહે, અને વાની પેઠે વાત ઉડે, પછી તેનો અટકાવ કરતાં થાય નહિ, જેમ બિલાડી એક મોભારેથી બીજા મોભારે જાય, (મતલબ કે વાત એક ઘરથી બીજે ઘરે ચાલે.(૮)

## કવિતા ૧૨ મી—સપૂત કપૂત વિષે છપ્પા

આપ=પોતાનું. સવાઇ=સવાગણું. કલંક=ખામી.
કુળ=વંશ. અંગ=શરીર. વેહેવાઇ=કામ કરી.
વિશ્વ=દુનિઆ. પૂંઠ=પાછળ. દિલ=મન.
દાઝે=બળે. સજ્જન=સારાં માણસ. દાત્તા=દેનાર.
શૂર=શૂરા. નુર=તેજ. લજ્જ્યો=શરમાવ્યો.
લાજે=શરમાય. કિર્તી=આબરૂ. કવિજન=કવિ માણુસ.
સકળ=બધા. લહે=લે. સપૂત=સારો છોકરો.

પોતાનું રળેલું ખાય, અને બાપથી સવાઇ કરે. શરીરને હમેશાં કામમાં લાવીને પોતાનાં કુળની ખામી હોય તે ઢાંકે. જેના દુનિઆ

પાછળથી વખાણ કરે, ને જૂઠ જોઇને મનમાં દાઝે. સારા માણસ, દાતાર અને શૂરાના તેજે મનથી સરગાળ્યો સરગાય. વળી જેની આબરૂ કવિ માણસ બોલે, ને બધા ગુણ મનમાં લાવે. **શામળ કવિ** કહેછે કે હું સાચું કહું છું કે લોક તેને સારો છોકરો કહે છે. (૧)

| | | |
|---|---|---|
| લેશ=જરા. | લાજ=આબરૂ. | ધન=દોલત. |
| નમે=પગેલાગે. | વૈરી=દુશ્મન. | પાય=પગે. |
| દુષ્ટ=પાપી. | બાપીકા=બાપનો. | બોલ=વચન. |
| બોળે=લોપે. | સજ્જન=સારા માણસ. | છિદ્ર=ખામી. |
| ખોલશે=ઊઘાડું કરે. | આધિન=તાબેદાર. | થકો=થઇ. |
| અંન=અનાજ. | લાજ=આબરૂ. | મરજાદા=વિવેક. |
| કપૂત=નઠારો છોકરો, | | |

કૂળની જરા પણ આબરૂ નહિ, અને બાપની દોલત પણ ખો ઇ નાંખે. દુશ્મનને પગે જઇ માથું નમાવે, અને પાપી આગળ દુઃખ રૂએ, કૂળને કલંકિત કરે, ને પોતાના બાપનું વચન લોપે, સારાં માણસને દુઃખ દે, ને પોતાની ખામી ઉઘાડી કરે. વળી તાબેદાર થઈને અનાજ ખાય, અને લાજ કે વિવેક રાખે નહિ. **સામળકવિ** કહે છે કે સાચું કહું છું કે લોક તેને નઠારો છોકરો કહે છે.

## કવિતા ૧૩ મી—સંપ વિષે.

| | | |
|---|---|---|
| સૃષ્ટી=દુનિયા. | સમે=વખતે. | સૌ=બધા. |
| માનવી=માણસ. | વસતાં=રહેતાં. | વનમોઝાર=વગડામાં. |
| ડરતાં=બીતાં. | નોતો=નહોતો. | થકી=થી. |

દુનિઆ થઈ, તે વખતે બધા માણસો વગડામાં રહેતાં, અને એક બીજાંથી બીતાં (તે વખતે) જરા પણ સંપ નહોતો. (૧)

| | | |
|---|---|---|
| પેરણ=પેહેરવાને. | વન=વગડો. | દેહે=શરીરે. |

આતુલ=ઘણું.

પેહેરવાને છાલો અને પાંદડાં હતાં, તથા ખાવાને વગડાનાં ફળ ફૂલ હતાં. એવી રીતે વગડામાં રહીને શરીરે ઘણું દુઃખ વેઠતાં. [૨]

મતિ=બુદ્ધિ. સારી=સારી. સહાય=મદદ.
બન્યાં=થયાં. ભલાં=સારાં.

પછી પરમેશ્વરે સંપની સારી બુદ્ધિ આપી કે એક બીજાની મદદથી સારાં ઘરબાર થયાં. (૩)

સુસંપ=સારો સંપ. અડચણ=હરકત. બંદોબસ્ત=ધારા, બંધ.
બહુ=ઘણા. જન=માણસ.

જેમ સારો સંપ ઘણો વધ્યો, તેમ હરકત ભાંગી ગઇ, અને માણસો દુઃખી ન થાય તેવા ઘણા ધારા બાંધ્યા. (૪)

અબળ=બળ વગરના. સબળ=બળ વાળા. દૂર=છેટે.

જેથી બળ વગરનાં અને બળ વાળાં સૌ સુખીઆં થયાં, ને બધાં દુઃખો છેટે ગયાં. એ બધું કારણ સંપનું છે એમ નક્કી તમે જાણો. (૫)

શોક=દિલગીરી. સંપત્તિ=દોલત. સાંપડે=મળે.
લાજ=આબરૂ. લોક=માણસ.

બધાં સુખ સંપમાં છે, અને સંપ નથી ત્યાં દિલગીરી છે. સંપથી દોલત મળે છે, ને માણસો આબરૂના વખાણ કરે છે. (૬)

તાંતણો=તાગડો. હિંમત=હામ. જૂથ=જથ્થો.

તાગડો તોડવાની તુરત બધાની હામ થાય છે, પણ જથ્થો મળીને જાડું થયું હોય તો (રાંઢવું) તે કાપી શકતા નથી. (૭)

શત્રુથી=દુશ્મનથી. ટકે છે=રહે છે. ઝુંડમાં=જથ્થામાં.
એકલ=એકલું. ઉડી જાય=નાશ પામે.

કુટુંબમાં સંપ કરીએનો પછી દુશ્મનથી શું થાય? ઝાડ પણ જથ્થામાં રહી શકે છે, જો એટલું હોયનો નાશ પામે છે. (૮)

છેદેભેદે=ભાંગે તોડે. નિજ=પોતાના. પાસ=પાસેના.
કોટ=ધટ. તસ્કર=ચોર. ત્રાસ=બીક.

છોકરા પોતાની પાસેના પથરા તોડી નાંખી દેછે, પણ જો તેનો ધટ કરેતો ચોરની બીક રહેતી નથી. (૯)

ચૂંપ=ચોઇનાંખે. ધકાવે=ધકેલે, ખેંચે. મેહુ=વરસાદ.
પ્રૌઢી=મોટી.

જ્યારે વરસાદનો ઊછાવ થાયછે, ત્યારે ધૂળને ધોઇ ખેંચી જાયછે, પણ જો તેની મોટી પાળ બનાવીએ તો સરોવર બનેછે. (૧૦)

માનવી=માણસો. સાહામ=બધે ઠેકાણે.

તેમ તમે બધા માણસો મળીને બધે ઠેકાણે સંપ કરો. અને ભાગ પડતાં સુખ દુઃખ **દલપતરામ** કવિ કહેછે કે ભોગવો. (૧૧)

---

## કવિતા ૧૪મી—બોલ્યું પાળવા વિષે.

વિના=વગર. બોલ=વચન. આપનો=પોતાનો.

ટેક વિનાના માણસ ઘણું બોલી વાળે છે, અને પછી પોતાનું એક વચન પાળતાં નથી. તમે તેની નઠારી ટેવ રાખશો નહિ. જેટલાં વચન પળે તેટલાં વિચારીને બોલો. (૧)

તોલ=આબરૂ. ઘટે=ઓછી થાય. ભરસો=વિશ્વાસ.
નરો=પુરૂષો. નારી=સ્ત્રી.

જે પૂરે પૂરૂં વચન પાળેછે, તેની આબરૂ વધે છે. અને જેનું વચન જુઠું પડેછે, તેની આબરૂ ઘટેછે. પછી સ્ત્રી કે પુરૂષ કોઇ ભરસો રાખતું નથી—માટે જેટલાં૦ (૨)

વેણુ=વચન. જાશો=જવા દેશો. નાણું=પૈસો.

કશો=કાંઈપણ. શોક=દિલગીરી, આણું=લાવું.
ઊરે=મનમાં. ધીર=ધિરજ. ધારી=લાવી.

પૈસો જાયતો ભલે! પણ વચન જવા દેવો નહિ. અરે! એ બાબત હું કાંઈ દિલગીરી લાવતો નથી. (પૈસો જવાથી) એની ટેક મનમાં ધિરજ ધરીને રાખો. માટે જેટલાં૦ (૩)

સુણ્યા=સાંભળ્યા. શૂરવીરો=શૂરવીર, સત્યવાદી=સાચું બોલનાર.
વેણુમાં=વચનમાં. અનાદિ=જૂની. લાભકારી=લાભ થાય એવી.

પોતાનાં વચન માટે મૂઆ એવા ઘણા સત્યવાદી શૂરવીર પુરૂષો સાંભળ્યા છે. એવી જૂની રીત છે. જેથી કરીને આ લોકમાં લાભ થાય, તેવી રીતે લાજ વધી. માટે જેટલાં૦ (૪)

માનવી=માણસ. માન=આબરૂ.

જે કહે તે પ્રમાણે કરે તેને મોટો માણસ જાણવો, અને જે વચન ખોઈ નાંખે તેને ખરેખરો ખોટો જાણવો. અરે! એથી આબરૂ ઉતરી જશે. માટે જેટલાં૦ (૫)

ચર્ણ=પગ. કાટે=કરડે. લબાડી=લબાડપણું.
લહે=લે. સાટે=માટે. બકે=લવે.
લજ્જા=લાજ. જોગ=પણું.

ભસે તે કૂતરો કરડે નહિ, પણ લબાડપણાની ઉપમા તેને માટે લે. બકે એ લાજ જવાપણું છે. માટે જેટલાં૦ (૬)

સરે=થાય. અંગે=શરીરે. ભલા=સારા.

લોકમાં=માણસમાં. લાભ=ફાયદો. ભારી=ભારે, મોટો.
ઊપજે=થાય.

શરીરે સુખ કે દુઃખ થાયતો પણ રાત દહાડો એકજ રંગમાં (રૂપમાં) રહો. તેથી સારા લોકમાં મોટો લાભ પામશો. માટે૦ (૭)

શકિત=બળ, સત્તા. કાચી=ઓછી. ઊંચઠામે=ઊંચેઠેકાણે.

રચ્યાછે=બનાવ્યાછે. રૂડા=સારા.

સૂતાં, ઉઠતાં અને બેસતાં સાચે સાચી વાત કહેવી, કહોકે તેથી મોટા અને ઓછી શકિત નથી એવો કોણ કહેવાશે? જેથી કરીને ઊંચે ઠેકાણે બેસશો. આવા સારા છંદ દલપતરામ કવિએ બનાવ્યા છે.

---

## કવિતા ૧૫——કષ્ટનષ્ટાષ્ટક.

કષ્ટ નષ્ટાષ્ટક=(કષ્ટ=દુઃખ+નષ્ટ=નાશ+અષ્ટક=આઠ)=દુઃખને નાશ કરે એવા આઠ છંદ.

પ્રાણથી=જીવથી. પૂર્ણ=પૂરો. પ્યારો=વહાલો.

આપ=તમે. અત્યંત=ઘણો. આનંદ=હરખ.

કૃપાનાથ=કૃપાના ધણી. મહા=મોટું. કષ્ટ=દુઃખ.

હે દેવ! હુંતો તમારો હમેશાં ચાકર છું, અને હે પરમેશ્વર! તું મને જીવથી પણ વધારે વહાલો છું. મને તમે ઘણો હરખ આપો. હે કૃપાવાળા પરમેશ્વર મારૂં મોટું દુઃખ છે તે કાપો. (૧)

બૂરો=ખરાબ. પ્રાણી=જીવ. છેક=ઘણો.

દયાવંત=દયાવાળો. દિસો=દેખાઓ. તથાપિ=તોપણ.

હું પૂરે પૂરો ખરાબ જીવ ઘણો પાપી છું, તોપણ તમો તો દયા વાળા દેખાઓ છો. જો આપની છાપ છાપોતો મારા પાપ છૂટે હે કૃપાવાળા૦ (૨)

કથા=વાત. વૃથા=ફોકટ. વાદ=તકરાર.

શિરે=માથે. થાપો=મૂકો.

હે પરમેશ્વર! સાચામાં સાચોનો તુંજ સગોછું. હું શું વાત કરીને ફોકટનો તકરાર કરૂં! તમે મારા માથે હાથ મૂકો એટલે સ-

વું સારૂં થશે. હે કૃપાવાળા૦ (૩)

સમે=વખતે. આરામ=નિરાંત. સંતાપ=દુઃખ.
બાળ=બાળક. શ્રેષ્ટ=મોટો.

મને આ વખતે નિરાંત કોણ આપે? અને કોણે તમારા વગર મારૂં મોટું દુઃખ કોણ કાપે? હું બાળક થયો ને તમે મોટા બાપ થયા. હે કૃપાવાળા૦ (૪)

આપદા=દુઃખ. ઉગારો=છોડાવો. શોક=દિલગીરી.
સિંધુથકી=દરિઆથી. સદ્ય=જલદી. તારો=ઊતારો.
પ્રલે=નાશ.

મને આજ આ દુઃખમાંથી ઉગારો, અને દિલગીરી રૂપી દરિઆમાંથી જલદી ઊતારો, હે પરમેશ્વર! આ બધાં પાપોનો નાશ કરો. હે કૃપાવાળા૦ (૫)

સર્વથા=બધે ઠેકાણે. સર્વદા=હમેશાં. શુદ્ધ=સંભાળ.
કૃપાળુપણે=મેહેરબાનીની રીતે. સંકટે=દુઃખે. સાય=મદદ.
વિલાપો=રોદણા, પોકાર.

તમે બધે ઠેકાણે હમેશાં સંભાળ લીધી, ને મેહેરબાનીની રીતે દુઃખ વખતે મદદ કરી. તમારા વગર અમારો પોકાર કોણ સાંભળે? હે કૃપાવાળા૦ (૬)

ધરૂં=લાવું. અંતરે=મનમાં, ભણું=બોલું.
આગે=આગળ. દિન=ગરીબ. ભાખા=વચન, બોલી.
માપો=ભરો, ગણો.

હું મનમાં એક આપની આશા રાખું છું, અને આપ આગળ હું ગરીબાઇથી દુઃખે વચન બોલું છું, કે મારા પાપ માફ થવા માટે ગણી જુઓ, હે કૃપાવાળા૦ (૭)

વડો=મોટો. વેગ=જુસ્સો. બારે=મદદે.
શોક=દિલગીરી. દૃષ્ટિ=નજર કશા=કાંઇપણ.
કલેશ=કજીઓ. કળાપો=કઢાપો, દુઃખ.

મોટા વેગ લાવીને મારી મદદે ચડો, અને જ્યારે આપની નજર મારાપર થશે ત્યારે મારી દિલગીરી જતી રહેશે. પછી કાંઇ પણ કજીઆથી થતું દુઃખ કેમ રહેશે? હે કૃપાવાળા૦ (૮)

કષ્ટનષ્ટાષ્ટકે=દુઃખને નાશ કરે એવા આઠ છંદ. પ્રાણી=જીવ.
પ્રાર્થના=સેવા, ભકિત. પ્રેમ=હેત. આણી=લાવી.
સરે=થાય. અર્થ=કામ. થીરઠામે=અચળ ઠેકાણે.
રચ્યા=બનાવ્યા. રૂડા=સારા.

કોઇ જીવ, આ દુઃખને નાશ કરે એવા આઠ છંદ કરે, અને પરમેશ્વરની પૂરા હેતથી ભકિત કરે તો સર્વ કામ થાય. ને અચળ ઠેકાણે ઠરીને બેસે. આવા સારા છંદ **દલપતરામે** બનાવ્યા છે.

---

## કવિતા ૧૯મી—નામ વિષે.

મહિમા=મોટાઇ વિરલે=કોઈજ. બાળપણમાં=નાનપણમાં.

નામની મોટાઈ રાખે એવો કોઇ વીરલો પુરૂષ હોય. નામતો હેતથી હરિ પાડે છે, પણ નાનપણમાંજ મરી જાય છે. (૧)

ધરાવે=રાખે. ખોડ=ખામી. વનિતા=સ્ત્રી.

નામ રણછોડ (રણ=દેવું+છોડ=છોડવું) હોય છે, પણ વ્યાજ ભરે છે એ મોટી ખામી છે. નામ જોગીદાસ હોય અને પાસે બે સ્ત્રીઓ રાખે. (૨)

કશું=કાંઇપણ પેર=ર=રીત. કવડી=કડવી.

નામ સૂરજી અને જશું હોય, પણ આંખે કશું દેખે નહિ. નામ સાકર અને મીઠાની રીતના હોય છે, પણ બોલી કડવી ઝેર

જેવી બોલે છે. (૩)

દામ=પૈસો. દાવાનળ=ઘણુંજ. પૂંઠ=પાછળ.

પલાણુ=ટીંગાએલું.

હીરો, મોતી અને ઝવેરદાસ નામ હોય છે, પણ પાસે ખોટો પૈસો હોતો નથી. મંગળ, સુખમલ અને કલ્યાણ નામવાળાને ઘણું દુઃખ પાછળ ટીંગાએલું હોય છે. [૪]

પેર=રીત.

વાઘ અને હાથીની રીતનાં નામ હોય છે, પણ એક શેર ભાર ઉપડે નહિ. દેવકૃષ્ણ અને રામ જેવાં નામવાળાં કોણ કેવાં કામ કરે છે. (૫)

પુત્ર=છોકરો. સેવે=રાખે. સુત્ર=સુતર.

ધરનીધર=મોટો શાહુકાર.

પનોતો નામ હોય પણ છોકરો ગળે નહિ, હિર નામ હોય અને સુતરને સેવે, ધનપાળ નામ વાળો ધંધો કરે, અને ધરનીધર નામ વાળો મજૂરી કરે. (૬)

સાર=સારા. ઘેલા=ગાંડા. બોલ=વચન.

ગીરધર નામ ઘણાનાં સારાં હોયછે, અને દેવાભાઇ ભાર ઉપાડે છે. ડાહ્યો હોય તે ગાંડાં વચન બોલે, અને સાચાં નામ વાળો ઓછું તોળીઆપે. (૭)

શીખ=શીખામણ. કો=કોઇ.

ભલા નામ વાળો ભૂલાવો ખવરાવે, અને સંતોષી નામ વાળો આઝું ખાય, રાજારામ કોઇ આગળ ભીખ માગે અને ઘેલાં (ગાડાં) નામ વાળો સૌને શીખામણ દે, (૮)

પ્રીછે=જાણે. મેડક=દેડકો. ડરે=બીએ.

નાનો હોય પણ ધરડા જેટલું માન પામે, પ્રતાપ નામ હોય પણ કોઈ ઓળખે નહિ, ચતુર નામ હોય અને ચાડી કર્યા કરે, આને નાગ નાગ વાળો દેડકાથી બીએ. (૯)

કરૂણા=મેહેરબાની. નીર=પાણી.

પરમેશ્વરની મેહેરબાની વાળો કોઈજ નાગનું પાણી રાખે.

## કવિતા ૬૭મી—આબુનું વર્ણન.

દૂરથી=છેટેથી. દિલ=મન. ભાવ્યો=ગમ્યો.

મેહ=વરસાદ. ગિરિરાજ=પર્વતનો રાજા.

છેટેથી (પર્વત) જોતાં સારો મનને ગમ્યો, કે જેમ આકાશમાંથી વરસાદ ચડી આવ્યો હોયની! કુંડનો દેવતા વીજળી જેવો દેખાય છે. એવો પર્વતનો રાજા આબુ દીઠો. (૧)

ટાણે=વખતે. દીપે=શોભે.

શોભીતી પુનમની સાંજના વખતે સૂર્ય અને ચંદ્ર જાણે બે ઘંટ બન્યા હોયની! એવા દેવના હાથી જેવાં શોભી રહ્યા છે. એવો પર્વતનો૦ (૨)

ફાડી=ઊઘાડી. ઝુંડની=જથ્થાની. ગહા=મોટો.

મિષ્ટ=મીઠો.

કહિ ઉપર જઈને આંખ ઉઘાડી જુઓ તો ઝાઝા જથ્થાવાળી ઝાડી ઝુકી રહી છે. વળી મોટા સ્વાદવાળો માગે તેવો મીઠો મેવો મળે છે. એવો પર્વતનો૦ (૩)

વસે=રહે. નિર્મળા=ચોખ્ખા. નીરના=પાણીના.

નિત્ય=હમેશાં. ઝરણાં=ઝરણ. શીળો=ઠંડો.

સુગંધી=સારી ગંધવાળો. વહે=વાય. વાયુ=પવન.

ત્યાં વાઘ, વાંદરાં, સિંહ અને હરણ રહે છે. વળી હમેશાં

ચોમ્ખાં પાણીનાં ઝરણુ ઝરાં કરે છે, અને ટાઢો સુગંધી પવન વાય છે. એવો પર્વતનો૦ (૪)

ભલા=સારા. સોભે=શોભે. અગાડી=આગળ.
વડાં=મોટાં. દેવળોગાં=દેરાગાં. વાસ=રેહેઠાણ.
ફુલી=ખીલી.

ત્યાં સારાં ફુલની ફુલવાડી ખીલી રહી છે, તેની આગળના કુવા, વાવ અને કુંડ શોભે છે. વળી મોટાં દેરાગાં દેવનું રહેઠાણુ રહેલું છે. એવો પર્વતનો૦ (૫)

રોજગારી=ધંધાર્થી, વેપારી. રોજગાર=વેહેપાર. રૂડા=સારા.

ત્યાં બંગલા અને બજાર થઈ છે, અને સારા વેપારીઓ વેપાર કરે છે. ત્યાં લેનારને જેવો માલ લેવો હોય તેવો મળે છે. એવા પર્વતનો૦ (૬)

તણે=તે. તહાં=ત્યાં. પ્રસવો=પરશેવો.

ત્યાં તેર ગાઉના (ઘુમટવાળા) તળાવમાં અગિઆર ગામના લોકો પાણી પીવા આવે છે. જ્યાં જેઠ મહિને પરશેવો પણ ન દેખાય, એવો પર્વતનો૦ (૭)

પરાં=છેટાં. જુક્તિ=મજા. ટેવો=ધારો.

અશાડ મહિને છેટેનાં વાદળાં પાસે આવે છે, કે જેથી જતાં વેંત જોવાની મજા બતાવે છે. તે વખત (વાદળાંને) તમે ધૂણીનો ધૂમાડો ધારો. એવો પર્વતનો૦ (૮)

સ્થાન=ઠેકાણાં. અતિ=ઘણાં. ખ્યાત=જાણીતી.
કથા=વાત. જોગ=કાજે.

ત્યાં જૈન અને હિંદુનાં જૂનાં ઠેકાણાં છે. તેમાં ઘણી જાણીતી આસુદા દેવી છે. આ બધી વાત જાણવા કાજે કહી છે. આવા

સારા છંદ **દલપત્તરામ** કવિએ બનાવ્યા છે. (૮)

---

# મુસલમાની રાજ્યનો સંક્ષેપ ઇતિહાસ.

---

ઇતિહાસ એટલે આગળ થઈ ગયેલા રાજાના ગુણ દોષ અને તેની રાજનીતિ સંબંધીનુ વર્ણન. ખરો અર્થ એ છે કે આગલીબ-ની ગએલી હકીકત ખરેખરી કહેવી તેનું નામ ઈતિહાસ.

ઈતિહાસ શીખવાથી બુદ્ધિ વધે છે, રાજ રીતી જાણાય છે. આગલા રાજ્યોની હાલત અને દેશની આબાદી જણાય છે. તેથી માણસ સદ્ગુણી અને રાજનિતી જાણનાર થાય છે. ઉદાહરણ સાથે બોધ મળે છે, ગર્વ તૂટે છે, ઇશ્વરની આસ્થા થાય છે, મન પ્રફુલીત રહે છે, શાંતી મળે છે, નમ્રતા આવે છે, ધૈર્ય વધે છે, ને પરોપકા-ર બને છે. મતલબ કે જગતમાં કેવી રીતે ચાલવું તે ઇતિહાસથી વરતાય છે.

---

## પ્રકરણ ૧ લું.

એશિયા ખંડના મધ્ય ભાગમાંથી ઈશાણુ ખૂણને રસ્તે આ-પણ ઘરડાઓ સિંધુ નદી ઓળંગી હિંદુસ્તાનમાં પેઠા. તે વખતે જે જંગલી લોકો રહેતા હતા. તેને હઠાવી ડુંગરમાં નસાડી મૂક્યા. ને પોતે સંપ કરી, જમીન ખેડી વસવા લાગ્યા. તેઓ **આર્ય** કહેવાયા.

જે લોકોને ડુંગરમાં નસાડયા તેઓ **અનાર્ય** કહેવાયા. અનાર્ય

લોકોની સંખ્યા આજ પણ ડુંગરોમાં ઘણી છે, અને તેઓમાં કેટલાક તો કેવળ જંગલીજ છે.

આગળ જતાં ચાર નાતો બંધાઇ, જે લોકો બોધ આપવા લાગ્યા તે **બ્રાહ્મણ** કહેવાયા, અનાર્ય લોક સાથે લડી રૈયતનું રક્ષણ કરવા લાગ્યા તે ક્ષત્રી કહેવાયા, ખેડ કરવા લાગ્યા તે **વૈશ્ય** કહેવાયા; ને હલકી જાતો **શુદ્ર** નામથી ઓળખાવા લાગી. તે નાતો ફુટી હાલ ઘણી નાતો બંધાઈ છે.

---

# પ્રાચીન રાજ્યો.

## ૧ અયોધ્યાનું રાજ.

ઘણા જુના વખતમાં સૌથી પહેલાં **સુર્યવંશી** રાજ **અયોધ્યામાં** હતું. તેમાં **રામચંદ્ર** કરીને પ્રખ્યાત રાજા થઇ ગયા. તેની **સ્ત્રી સીતાને લંકાનો** રાજા **રાવણ** હરી ગયો, તેથી **રામચંદ્રે** પોતાના ભાઈ **લક્ષ્મણ** અને મિત્ર **સુગ્રીવ, વાનર** વગેરેની મદદથી **લંકાપર** ચડાઇ કરી, **રાવણ** તથા તેના ભાઇ **કુંભકરણ** અને તેના દીકરા **ઇંદ્રજીતને** મારી **સીતા** પાછી લીધી; અને લંકાનું રાજ **રાવણના** ભાઇ **વિભીક્ષણને** આપ્યું.

## ૨ હસ્તીનાપુરનું રાજ્ય.

ત્યાર પછી **હસ્તીનાપુર** એટલે **દિલ્લીમાં ચંદ્રવંશી** રાજાનું રાજ હતું. તેમાં **પાંડુને ધ્રુતરાષ્ટ્ર** બે ભાઇ રાજ કરતા હતા પાંડુ મરી ગયો, તેને પાંચ પુત્ર હતા. **૧ યુધીષ્ટર ૨ અર્જુન ૩ ભીમ ૪ નીકુલ ૫ સહદેવ.** તે પાંચ **પાંડવ** કહેવાયા. અને ધ્રુતરાષ્ટ્ર આંધળો હતો, તેને સો દીકરા હતા. તેમાં સૌથી મોટો **દુ-**

યોધન હતો, તે **કૌરવ** કહેવાતા. પાંડવો **પંચાળદેશના દ્રોપદ** રાજાની કુંવરી **દ્રોપદીને** સ્વયંવરમાં જીત મેળવી પરણી લાવ્યા, તેથી કૌરવને અદેખાઈ આવી, ને જુગટું રમાડી બાર વરસ વનવાસ કાઢયા. ત્યાર પછી આવી પાંડવોએ રાજ્ય માગ્યું, પણ કૌરવે આપ્યું નહિ. તેથી **પાણીપતના** મેદાનમાં મોટું યુદ્ધ થયું, કૌરવો બધા મરાયા, તેમ પાંડવના પુત્રો પણ મરાયા. છેવટ પાંડવો જીત્યા. પછી થોડો વખત રાજ કરી પોતાનું રાજ **અર્જુનના** પુત્ર **અભિમાન્યુના** કુંવર **પરિક્ષતને** સોંપી, પાંચ પાંડવ અને દ્રોપદી હિમાલય પર ચડી મરણ પામ્યા.

### ૩ દ્વારકાનું રાજ.

**દ્વારકામાં** પાંડવના મામા **શ્રીકૃષ્ણ** રાજ કરતાં હતાં. તેણે રૈયતને સુખ આપ્યું, તેથી પરમેશ્વર તુલ્ય મનાય છે. શ્રી કૃષ્ણ અને તેના કુંટુંબીઓ **પ્રભાસપાટણ** આગળ અંદર અંદર કેફ કરી લડી મુઆ, તેથી એ રાજનો નાશ થયો.

### ૪ વલ્લભીપુરનું રાજ.

તેમાં ઘણા રાજા થઇ ગયા. એ રાજ **વળા** ગામ આગળ હતું. તેમાં છેલ્લો રાજા **શીલાદીત્ય** થયો. તેનો તે ગામના વેપારી **કાકુએ સિંધના મલેચ્છરાજા** આગળ નાશ કરાવ્યો કહેવાયછે.

### ૫ મગધ વંશનું રાજ.

આ રાજમાં **ચંદ્રગુપ્ત** નામે પ્રખ્યાત રાજા થયો. તેની વખતમાં ઈ. સ. પૂ. ૩૨૭ માં યુનાન દેશનો **સિકંદર** બાદશાહ પંજાબપર ચડી આવ્યો હતો. **પંજાબનો પોરસ** રાજા સિકંદર સાથે બહાદૂરીથી લડતાં હાર્યો. સિકંદરે પોરસને તેનું રાજ પાછું આપ્યું. એ સિકંદરે ચંદ્રગુપ્ત સાથે દોસ્તી બાંધી હતી. પણ પા-

છત્યાથી તેના દેશમાં બંડ થવાથી **સેલ્યુકસ** નામે સરદારને મુકી સિકંદર પાછો ગયો. ચંદ્રગુપ્તના વંશમાં બીજો **અશોક** રાજા થયો, તેણે **બૌદ્ધ** ધર્મને ઘણો આશ્રય આપી રાજધર્મ બનાવ્યો લોકોના સુખને સારૂ દવાખાના, ધર્મશાળા, સડકો, કુવા, બાગ વગેરે ઘણું બનાવ્યું હતું.

## ૬ ઉજ્જનનું રાજ્ય.

એ રાજ્યમાં સર્વથી પ્રખ્યાત ઇ. સ. પૂ. ૫૬ વરસ આગાઉ **વિક્રમ** કરીને મહાન પ્રખ્યાત પરદુઃખ ભંજન રાજા થયો. એ રાજાનો સંવત ચાલેછે. તેના પરાક્રમની નાની મોટી અનેક કથાઓ લોકોમાં ચાલેછે. એના વંશમાં **ભોજ** નામે બીજો પ્રખ્યાત રાજા થયો હતો. તે દાનેશ્વરી કહેવાતો.

## ૭ પૈઠાણનું રાજ્ય.

**શાલીવાહન** કરીને કુંભારનો છોકરો હતો. તે આગળ જતાં પરાક્રમે કરીને આખા મહારાષ્ટ્રનો ધણી થયો. તેણે બ્રાહ્મણને ઘણો આશરો આપ્યો. ઇ. સ. પૂ. ૭૮ તેથી તેના નામનો શક ચાલેછે. હાલ શકે ૧૮૧૨ મું વરસ ચાલેછે.

## નાનાં રાજ્યો.

એ સિવાય **કનોજમાં** ગુપ્ત **વંશના**, **બંગાળામાં પાલવંશના**. **પંજાબમાં અશ્વિનંદી** કુળના, **સિંધમાં દાહીર** વંશના, **મથુરામાં** પાંડય વંશના, **કાંજેવરમ** અને **તંજાવરમાં ચૌળ** વંશના, **ત્રાવણકોરમાં ચેરા વંશના**, અને **કલ્યાણીમાં ચાલુકય** વંશના રાજાઓ રાજ કરી ગયા છે.

---

## ધર્મ.

**વેદ**—જુનામાં જુનો ધર્મ વેદ છે. તેને હિંદુ લોકો ઇશ્વર ર-

ચીત માને છે. તેમાં હિંદુ ધર્મનું બ્યાન છે. વેદ ૪ છે ૧ **રગ્વેદ ૨ શામવેદ ૩ યજુર્વેદ ૪ અથર્વવેદ.**

**બૌદ્ધ**—એ ધર્મનો સ્થાપનાર **કપીલવસ્તુના** રાજા **સુદ્દોદનનો** પુત્ર હતો. તેને **ગૌત્તમ, સાક્યસિંહ** કે **બુદ્ધ** પણ કહેતા. સંસાર અસાર ધારી ૩૦ વરશની ઉંમરે રાજપાટ છોડી દઈ વૈરાગ પામી તપસ્યા અને બોધ કરવા લાગ્યો. તેનો બોધ હિંદુસ્તાનમાં ઠાર ઠાર પ્રસર્યો, ને મોટા મોટા રાજાઓ તેને માન દેવા લાગ્યા; તેથી **બૌદ્ધ** ધર્મનું જોર થયું. આગળ જતાં તે ધર્મ હિંદુસ્તાનમાંથી નાશ પામ્યો, પણ ચીન, ટીબેટ, બ્રહ્મદેશ, લંકા, સિયામ વગેરે ઘણા દેશમાં તે ધર્મ હાલ પણ ચાલે છે. પૃથ્વીમાં ૪૦ કરોડ માણુસ એ ધર્મ પાળે છે.

**જૈન**—એ ધર્મ બૌદ્ધ ધર્મમાંથી નીકળ્યો કહેવાય છે, પણ તે ખોટું છે કેમકે તે બૌદ્ધ ધર્મથી ન્યારો છે. કર્મથી દુનિઆ ઉત્પન્ન થઈ માનેછે. તેઓમાં મોટા ૨૪ પુરૂષ ભુતકાળે થઈ ગયા. ૨૪ વર્તમાન કાળે થયાછે, અને ૨૪ ભવિષકાળે થશે. તેઓને તિર્થંકર કહેછે. સૌથી છેલ્લા તિર્થંકર **મહાવીર વર્ધમાન** સ્વામી થયા. એ સર્વ તિર્થંકરને જૈન લોકો પરમેશ્વર તુલ્ય માનેછે.

**શીવપુજા**—તેમાં **શંકરાચાર્ય** નામે મહાન વિદ્વાન બ્રાહ્મણ થઈ ગયા, તેણે બૌદ્ધ લોકોને હરાવી તેનો ધર્મ હિંદુસ્તાનમાંથી દૂર કર્યો, તેમાં ૧૩ પંથ છે. એ ધર્મ દેહ દમન કરી યોગ્યા વસ્થામાં મચી રહેનાર જોગીથી માંસ ભક્ષ કરનાર અઘોરીઓ સુધી ચાલેછે.

**વિષ્ણુપુજા**—એમાં દશ અવતારમાં મૂખ્યત્વે **રામ** અને **કૃષ્ણ** છે. તેના ઘણા પંથો નીકળ્યા છે. તેમાં મૂખ્ય—૧ **રામનુજ, ૨ રામાનંદ, ૩ કબીર, ૪ ચૈતન્ય, ૫ વલ્લભસ્વામી** એ પાંચે જુદા જુદા મતો બાંધ્યા છે.

**સ્વામીનારણ**—એ ધર્મ થોડા કાળપર **સેહેજાનંદ** નાગન. સ્વાગીએ કાઢેલો છે. એ **ધર્મથી** નિતીમાં સુધારો થયો છે.

**પેગંબર**—અરબસ્તાનગાં ગકા શેહેરમાં ઈ. સ. ૫૭૦ માં **મહમુદ પેગંબર** જન્મ્યો. તેણે **મુસલગાની ધર્મ** સ્થાપન કર્યો. મુસલગાની ધર્મના કુરાનનો કર્તા તે હતો. ઇ. સ. ૬૩૨ માં **મદિરામાં** તેનું ગરણ થયું.

—o—

## પ્રકરણ ૨ જું.

અસલના હિંદુઓ સત્યવાદી. પ્રગાણિક, શૂરવીર, વિશ્વાસુ અને આસ્તીક હતા. બારણે તાળુ વાસવાની જરૂર પડતી નહોતી, લોકો સંપસંપીને ચાલતા, ગાર તોફાન કરી અદાલતગાં ભાગ્યેજ જતા, પૈસાદાર હતા, વાર તેહેવારે સોનાં રૂપાનાં વાસણો વાપરતાં અને હીરા ગાણેકનાં ઘરેણાં પેહેરતા. રાજ દરબારે સોનેરી સાજવાળા હાથીઓ ડોલતાં હતાં, તેગ સોનું, રૂપું, હીરા ગાણેકની ખાણો નીકળતી !! આવી રીતની હિંદુસ્તાનની મોટાઇ સાંભળી દેશ પરદેશના રાજાઓ હિંદુસ્તાન જીતવાને ચડી આવતા હતા. તેમાં સૌથી પહેલાં ઇ. સ. પુ. ૨૦૦૦ વરસ અગાઉ **સિરિઆની સેમિરામીસ** રાણી ચડી આવી હતી, ૨ **મિસર દેશનો શિશોત્રીશ** બાદશાહ ૩ **ઇરાનનો દારા** રાજા વગેરે ચડી આવ્યા હતા, પણ હાર ખાઇ પાછા ગયા હતા.

ઇ. સ. પૂ. ૩૨૭ માં **યુનાન** (ગ્રીસ) દેશનો **સિકંદર** બાદશાહ જબરી ફોજ લઇ ચડી આવ્યો. તેની સાગે પંજાબના **પૌરસ રાજા** ઝેલગ નદી આગળ બહાદુરીથી લડયો, પણ તેનો રથ કાદવમાં ખુંચી જવાથી હાર પામ્યો. **સિકંદરે** તેની લડવાની હોશિયારીથી તેનું રાજ પાછું આપ્યું. અને તે વખતે ગગધ દેશમાં **ચંદ્રગુપ્ત** નામે રાજા

રાજ કરતો હતો, તેની સાથે દોસ્તી બાંધી. પાછળથી તેના રાજ ઉપર આફત આવવાથી **સેલ્યુકસ** નામે સરદારને હિંદુસ્તાનનો જીતેલો ભાગ સોંપી **સિકંદર** પોતાને દેશ ગયો.

ત્યારપછી ઇ. સ. ૫૦૦ સુધી શક લોકોનાં ટોળાં હિંદુસ્તાન પર ચડી આવ્યા હતા, પણ તેગનો જય થયો નહોતો. ઈ. સ. ૭૧૨ માં **અરબસ્તાનના** સરદાર **મહુમદ કાશમે** સિંધ પર ચડાઇ કરી. કરાંચીનો **દાહીર** રાજા **મહુમુદ કાશમ** સાથે લડતાં મરાયો, પણ પાછળથી **મહમુદને** અણુબનાવ થવાથી અરબસ્તાનના ખલીફે પાછો બોલાવી મારી નાંખ્યો. તેથી સિંધ દેશ પાછો રજપૂતોને હાથ ગયો. ત્યાર પછી અફગાનીસ્તાનમાં **ઘિજની વંશ** પ્રબળ થયો. તેણે હિંદુસ્તાનનો કેટલોક ભાગ કબજે કર્યો.

## ઘિજની વંશ.

બુખારાના સુલતાનના **અલ્તમશ** નામના ગુલામે ઘીજનીમાં સ્વતંત્ર રાજ સ્થાપ્યું તેથી **ઘિજની વંશ** નામ પડયું.

## ઘિજની વંશની વંશાવળી.

| | | | |
|---|---|---|---|
| ૧ | સબક્તગીન... | ... ... | ૯૭૭—૯૯૭—૨૦ |
| ૨ | સુલતાન મહમૂદ ... | ... | ૯૯૭-૧૦૩૦—૩૩ |
| ૩ | મસાઉદ | ... ... | ...૧૦૩૦—૧૦૪૦—૧૦ |
| ૪ | મોદુદ | ... ... | ...૧૦૪૦-૧૦૪૯-૯ |
| ૫ | અબદુલ હુસેન | ... | ...૧૦૪૯-૧૦૫૧-૨ |
| ૬ | અબદુલ રસીદ | ... | ...૧૦૫૧-૧૦૫૧-૭ માસ. |
| ૭ | ફરૂકઝાદ | ... ... | ...૧૦૫૧-૧૦૫૮-૭ |
| ૮ | ઇબ્રાહીમ | ... ... | ...૧૦૫૮-૧૦૮૯-૩૧ |
| ૯ | મસાઉદ (૨) | ... | ...૧૦૮૯-૧૧૧૪-૨૫ |

| | | |
|---|---|---|
| ૧૦ આરસલાન... | ... | ...૧૧૧૪-૧૧૧૮-૪ |
| ૧૧ બહેરામ ... | ... | ...૧૧૧૮-૧૧૫૨-૩૪ |
| ૧૨ ખુશરૂ... ... | ... | ...૧૧૫૨-૧૧૫૯-૭ |
| ૧૩ ખુશરૂ મલેક... | ... | ...૧૧૫૯-૧૧૮૬-૨૭ |

ધિજની વંશ ૯૬૨થી ૧૧૮૬ સુધી ૨૨૪ વરસ ચાલ્યો.

**સબક્તગીન. ૯૭૭-૯૯૭-૨૦**

ધિજની વંશના સ્થાપનાર **અલપ્તગીને** તેને ગુલામ તરીકે વેચાતો લીધો હતો. પાછળથી તેની હોશિયારી જોઇ પોતાની દીકરી પરણાવી, અને તેના મરણ પછી **સબક્તગીન** ગાદીએ બેઠો. તેણે બે વખત **લાહોરપર** સ્વારી કરી છે.

૧ અફગાન લોકો પંજાબની સરહદ ઉપર ચડી આવતા હતા, તેથી ઇ. સ. ૯૯૭માં લાહોરના રાજા **જયપાળે** ધિજની પર સ્વારી કરી. તેમાં સબક્તગીને તેને હરાવી પકડ્યો, ને કેટલીક ખંડણી ભરવાની શરત કરી છોડી મૂક્યો.

૨ જયપાળે શરત મુજબ સબક્તગીનને ખંડણી આપી નહિ, તેથી સબક્તગીને લાહોર પર ચડી જયપાળનો તથા તેની મદદે આવનાર **દિલ્લી, અજમેર, કલિંજર,** અને **કનોજના** લશ્કરનો પરાજય કર્યો, ને ચડેલી ખંડણી લીધી.

સબક્તગીને રાજ્યમાં તથા ઉપજમાં વધારો કર્યો. તે રૂપાળો, ભણેલો, શૂરો અને ડહાપણદાર હતો. એની પછી એનો દીકરો મહમૂદ ગાદીપર બેઠો.

**સુલતાન મહમૂદ. ૯૯૭—૧૦૩૦—૩૩**

એ સોળ વરસની ઉમ્મરમાં ગાદીએ બેઠો. તેણે હિંદુસ્તાનપર બાર સ્વારીઓ કરી તેની વિગત—

(૧) ૧૦૦૧ માં **લાહોરના** રાજા **જયપાળને** હરાવ્યો. આ અપમાન જયપાળે નહિ સેહેવાયાથી પોતાનું રાજ્ય પોતાના પુત્ર **અનંગપાળને** સોંપી પોતે બળી મૂઓ.

(૨) ૧૦૦૪ માં **ભાટીઆના** રાજાપર કરી તેને હરાવ્યો.

(૩) ૧૦૦૫ માં **મુલતાનના** સુબા **અબદુલફતેહ** લોદી ઉપર ખંડણી લેવા કરી.

(૪) ૧૦૦૮ માં **પંજાબ** ઉપર કરી. ત્યાંના રાજા **અનંગપાળની** મદદે **દિલ્હી, અજમેર,** કનોજ, અને **કલિંજરના** રાજા આવ્યા, **વિહંદગઢ** આગળ લડાઈ થઈ. અનંગપાળનો હાથી જખમી થવાથી તે ઘોડેસ્વાર થયો, તેથી લશ્કરના જોવામાં નહિ આવ્યાથી મરાયો સમજી લશ્કરમાં ભંગાણ પડયું. **મહમૂદે** નગરકોટનું દેરૂં લૂટયું. તેમાંથી અસંખ્ય દ્રવ્ય લઈ પોતાને દેશ ગયો.

(૫) ૧૦૧૦ માં **મુલતાનપર** કરી તે કબજે કર્યું.

(૬) ૧૦૧૧ માં **સ્થાણેશ્વરપર** કરી ત્યાંના દેરાં તોડી નાંખ્યાં.

(૭-૮) ૧૦૧૪-૧૫ માં **કાશ્મીરપર** કરી તે દેશ કબજે કર્યો.

(૯) ૧૦૧૭ માં **મથુરાપર** કરી તે શહેર બાળી, ત્યાંનાં દેરાં તોડી, લોકોને પકડી, ગીઝની લઇ ગયો, ને ત્યાં ગુલામ તરીકે વેચ્યા.

(૧૦) ૧૦૨૨ માં **કલિંજર** પર કરી.

(૧૧) ૧૦૨૩ માં **લાહોરના** બીજા **જયપાળ** ઉપર કરી તેને હરાવ્યો.

(૧૨) ૧૦૨૪ માં ગુજરાતમાં આવેલાં **સોરઠી સોમનાથ** ઉપર કરી. ગુજરાતનો રાજા **વલ્લભ** અને **ભીમદેવ** લશ્કર લઇ લડવા આવ્યા, પણ તેઓ હાર્યા. મહમૂદે દેરાંમાં પેસી મૂર્ત્તિ તોડી તેના ત્રણ કકડા કર્યા. ને તેમાંનો દરેક કકડો મક્કે, મદીને અને ગીજની-

ની મસીદની નિસરણીએ ચોડાવ્યો. મહમૂદ બેસુમાર દોલત લઇ પોતાને દેશ ગયો. રસ્તામાં ભૂલો પડવાથી રણવાટે તેના હજારો માણસ બરે બપોરે પાણી વગર તરફડીને મૂઆ.

મહમૂદ વિદ્વાન, ઇનસાફી, શૂરો, દયાળુ પણ લોભી હતો. ધર્માંધ હોઇ હિંદુ ઉપર નિર્દયતા વાપરતો. લડાઈ કરવાનો મુખ્ય હેતુ લૂંટ કરી પૈસા મેળવવાનો હતો. લક્ષ્મી માટે લાખોની કતલ કરતો, ને પૈસા આપનારને મોટી માફી આપતો. વિદ્વાનને આશરો આપતો. તેની પાસે **ફિરદોશી** નામનો પ્રખ્યાત કવિ હતો, એ કવિએ '**શાહનામું**' નામે પાદશાહના ચરિત્રનું પુસ્તક બનાવ્યું છે.

મહમૂદ ઇ. સ. ૧૦૩૦માં પૈસાની લાલસામાં મરણ પામ્યો. તેની પછી **મસાઉદ, મોદુદ, અબદુલ હુસેન, અબ્દુલ રસીદ, ફેરૂકજાદ, ઇબ્રાહીમ, મસાઉદ,** અને **અરસ્સલાન** નામે અનુક્રમે બાદશાહ થયા, પણ તેમની વખતમાં કાંઇ જાણવા જોગ બનાવ બન્યો નથી. અરસલાન પછી **બેહેરામ** ગાદી પર બેઠો.

### બેહેરામ. ૧૧૧૮-૧૧૫૨-૩૮

એણે ગોર પ્રાંતના સૂબા (પોતાના જમાઇ) **કુતબુદ્દીનને** કાંઇ કારણથી દગાથી માર્યો, તેથી કુતબુદ્દીનના ભાઇ **સૈફુદ્દીને** ધિજનીપર ચડાઇ કરી, પણ તે મરાયો. ત્યારે કુતબુદ્દીનના બીજા ભાઇ **અલાઉદ્દીને** ધિજની પર ચડાઇ કરી ૧૧૫૨. **બેહેરામ** નાશી ગયો. અને અલ્લાઉદ્દીને ધિજની બાળી. તે પરથી '**અલાઉદ્દીનજહાંસોજ**' એટલે દુનિઆ બાળનાર કહેવાયો. આજથી ગોરીવંશના રાજા ધિજનીમાં રાજ કરવા લાગ્યા. અને બેહેરામના દીકરા **ખુશરૂએ** લાહોરમાં રાજ સ્થાપ્યું. સાત વર્ષ રાજ કરી તે મરણ પામ્યો. ત્યારે તેની ગાદીએ તેનો દીકરો **ખુશરૂ** બેઠો. તેના ઉપર **શાહબુદ્દીન**

ગોરાએ ત્રણ હુમલા કરી ખુશરૂ મલેકને કુટુંબ સુધાં કેદ કરી બિજની વંશની સમાપ્તી કરી.

## ગોરીવંશની વંશાવળી.

| | |
|---|---|
| ૧ અલાઉદ્દીન | ૧૧૫૨—૧૧૫૬—૪ |
| ૨ સૈફુદ્દીન (આરામ) | ૧૧૫૬—૧૧૫૭—૧ |
| ૩ ગ્યાસુદ્દીન | ૧૧૫૭—૧૨૦૨—૪૫ |
| ૪ શાહબુદ્દીન ગોરી | ૧૨૦૨—૧૨૦૬—૪ |
| ૫ મહમૂદ | ૧૨૦૬—૧૨૧૨—૬ |

ગોરીવંશ ૧૧૫૨ થી ૧૨૧૨ સુધી ૬૦ વર્ષ ચાલ્યો.

### અલાઉદ્દીન. ૧૧૫૨—૧૧૫૬—૪

એ ઘોર પ્રાંતનો સુબો હોવાથી તેનું નામ **ગોરીવંશ** પડ્યું. **બેહેરામ**ને નસાડી ગિજની તાબે કરી **અલાઉદ્દીન** પોતાને દેશ ગયો. ત્યાં **સેલ્જુકી** લોકે તેને હરાવ્યો, પણ પાછળ એ લોકોને કાઢી પોતે ધણી થયો એવામાં તેનું મોત થયું. ઇ. સ. ૧૧૫૬. તેની પછી તેનો પુત્ર **સૈફુદ્દીન** ગાદીપર બેઠો, પણ તે દમ વગરનો હોવાથી તેનું રાજ તેના પીત્રાઇ ભાઇએ લઇ લીધું.

### ગ્યાસુદ્દીન ૧૧૫૭—૧૨૦૨—૪૫

**ગ્યાસુદ્દીન** રાજ્યનું કામ ચલાવતો, અને તેનો ભાઇ **શાહબુદ્દીન** લડાઇનું કામ ચલાવતો. શાહબુદ્દીને હિંદુસ્તાનપર હુમલા કરવા માંડ્યા તે વખત હિંદની હાલત—

શાહબુદ્દીને હિંદુસ્તાનપર સ્વારી કરી તે વખતે હિંદુસ્તાનમાં ચાર મોટાં રાજ્ય હતાં. (૧) દિલ્લીમાં **અનંગપાળ** તોમારનું રાજ્ય. (૨) અજમેરમાં **સોમેશ્વર** ચોહાણનું રાજ્ય. (૩) કનોજમાં **જયચંદ** રાઠોડનું. (૪) ગુજરાતમાં **ભોળાભીમ** સોલંકીનું. તેઓ અંદર અં-

દર કુસંપ કરી વઢ્યા તેથી શાહબુદ્દીન ફાવ્યો.

કુસંપના કારણ—૧ દિલ્લીના રાજા અનંગપાળને કનોજનો રાજા જયચંદ તથા અજમેરનો રાજા પૃથુરાજ ભાણેજ થતા હતા. અનંગપાળને પુત્ર નહિ હોવાથી તેણે પૃથુરાજને દત્તક લઇ દિલ્લીનું રાજ આપ્યું, તેથી જયચંદને અદેખાઇ આવી, ને સામ સામા લડ્યા. (૨) જયચંદે ચક્રવૃતીપણું જાહેર કરી સઘળા રાજાને ખંડીયા તરીકે બોલાવ્યા, તેમાં પૃથુરાજ આવ્યો નહિ; ત્યારે તેના નામનું પુતળું ઉભું કર્યું. આ વખતે જયચંદની દીકરી **સંયોગતા**નો સ્વયંવર થવાનો હતો, તેણે પૃથુરાજનાં પુતળાંને વરમાળ પેહેરાવી. તે ખબર પૃથુરાજને પડતાં તેણે સંયોગતાનું હરણ કર્યું. તેમાં પૃથુરાજના ઘણા સરદારો મરાયા. (૩) પૃથુરાજનું સગપણ આબુના રાજાની કુંવરી વેરે કર્યું હતું, છતાં ગુજરાતના ભોળાભીમદેવે માગી તે નહિ આપવાથી ભીમદેવે પૃથુરાજના બાપ સોમેશ્વરને માર્યો. પાછળથી પૃથુરાજે ભીમદેવને હરાવી પોતાના બાપનું વેર વાળ્યું.

એવી રીતે અંદર અંદર કુસંપ કરવાથી હિંદુઓ નબળા પડી ગયા, અને તે કુસંપનો લાભ લઈ શાહાબુદ્દીને નવ સ્વારીઓ હિંદુસ્તાન પર કરી. (૧) ૧૧૭૬માં **પંજાબપર**. (૨) ૧૧૭૮માં ગુજરાતના **ભોળાભીમ**દેવ પર કરી, તેમાં શાહબુદ્દીન હાર્યો. (૩) અજમેરના રાજા **સોમેશ્વર** પર કરી તેમાં પણ શાહબુદ્દીન હાર્યો. (૪) **સિંધપર** કરી. (૫) ૧૧૮૬માં **પંજાબપર** કરી, ગીજની વંશની આખર આણી. (૬) ૧૧૯૧માં સ્થાનેશ્વર આગળ દિલ્હીના રાજા પૃથુરાજ સાથે લડાઇ કરી, તેમાં પણ શાહાબુદ્દીન હાર્યો. (૭) ૧૧૯૩માં પાણીપતના મેદાનમાં પૃથુરાજ સાથે ફરી લડાઇ કરી, પૃથુરાજ મરાયો. (૮) ૧૧૯૪ માં **કનોજપર** કરી, ત્યાંના રાજા જયચંદને

માર્યો. (૯)૧૧૯૫ માં ગ્વાલીયરપર કરી તે ગઢ જીતી લીધો.

ઉપર મુજબ નવ સ્વારી કરી શાહબુદ્દીન ગીજની ગયો. પાછળ-થી તેના ગુલામ **કુતબુદ્દીને** ૧૧૯૫ માં ગુજરાત જીત્યું, પણ ભોળા-ભીમદેવે થોડી મુદતમાં પાછું લીધું. અને **બખત્યાર ખીલજીએ** ૧૧૯૯ માં અયોધ્યા તથા બહાર પ્રાંત લીધા. એવામાં ૧૨૦૨ માં ગ્યાસુદ્દીન મરણ પામ્યો. તેથી શાહબુદ્દીન ગાદી પર બેઠો.

## **શાહબુદ્દીન.** ૧૨૦૬–૧૨૧૨—૬

એણે ખારીજમ ખીવના બાદશાહ પર ચડાઇ કરી પણ તેમાં હાર્યો. તે વખતે **શાહબુદ્દીનના** સૂબા **બખત્યાર ખીલજીએ** ૧૨૦૩માં બંગાળા લીધું. **શાહબુદ્દીન**ની હાર થવાથી પંજાબ અને સિંધના સૂબા સ્વતંત્ર થયા, અને ૧૨૦૩ માં **ગક્કર** લોકે પંજાબ કબજે કર્યું. તેથી **શાહાબુદ્દીને** હિંદુસ્તાનમાં આવી સર્વને જીતી તાબે કર્યા, ને પોતાને દેશ જતાં સિંધુ નદી આગળ મુકામ કર્યો. ત્યાં **ગક્કર** લોકો-એ રાત્રે દગાથી તેને મારી નાંખ્યો. તેની પછી તેનો ભત્રિજો **મહમુદ** ગાદીએ બેઠો. તેનામાં કાંઈ સત્તા નહિ હોવાથી હિંદુસ્તાનના દરેક સૂબા સ્વતંત્ર થઈ ગયા. ઇ. સ. ૧૨૧૨ માં તે મરણ પામવા-થી તેના વંશની સમાપ્તી થઇ.

---

# પ્રકરણ ૩ જું.

## ગુલામ વંશની વંશાવળી.

| | | |
|---|---|---|
| ૧ | કુતબુદ્દીન | ૧૨૦૬—૧૨૧૦—૪ |
| ૨ | આરામ | ૧૨૧૦—૧૨૧૧—૧ |
| ૩ | અલ્તમશ | ૧૨૧૧—૧૨૩૬—૨૫ |
| ૪ | રૂકનુદ્દીન | ૧૨૩૬—૧૨૩૬—૭ માસ |

| | | |
|---|---|---|
| ૫ | રજીઆબેગમ | ૧૨૩૬—૧૨૩૯—૩ |
| ૬ | મવઝુદ્દીન | ૧૨૩૯—૧૨૪૧—૨ |
| ૭ | અલાઉદ્દીન | ૧૨૪૧—૧૨૪૬—૫ |
| ८ | નાસરૂદ્દીન | ૧૨૪૬—૧૨૬૫-૧૯ |
| ૯ | ગ્યાસુદ્દીનબુલબુન | ૧૨૬૫—૧૨૮૭—૨૨ |
| ૧૦ | કૈકુબાદ | ૧૨૮૭—૧૨૯૦—૩ |

ગુલામવંશ ૧૨૦૬ થી ૧૨૯૦ સુધી ૮૪ વરસ ચાલ્યો.

**કુતબુદ્દીન. ૧૨૦૬—૧૨૧૦—૪**

એ નિશાપુરના સોદાગરનો ગુલામ હતો, એ સોદાગરે **કુતબુદ્દીન શાહબુદ્દીન** ગોરીને ભેટ આપ્યો. **શાહબુદ્દીને** તેની હોશિયારી જોઇ ભણાવી ગણાવી લડાઇનાં કામમાં કુશળ કર્યો, અને દિલ્લીનો સુબો કરાવ્યો. ઇ. સ. ૧૨૦૬ માં સ્વતંત્ર થઇ દિલ્લીમાં પહેલો બાદશાહ બન્યો. એણે **કુતબમિનારો** ચણાવવા માંડયો, પણ તે પૂરો ન થયો. તેની વખતમાં હિંદની પડતીનાં ચિન્હો થવા માંડયાં. (૧) તાબાના સુબાનાં બંડ. (૨) હિંદુરાજાઓનાં બંડ. (૩) મોગલ લોકોના હુમલા. ઇ. સ. ૧૨૧૦ માં કુતબુદ્દીન મરણ પામ્યો. તેના પછી તેનો દીકરો **આરામ** ગાદીએ બેઠો. તે દમ વગરનો હોવાથી તેના બનેવી **અલ્તમશે** ગાદી લીધી.

**અલ્તમશ. ૧૨૧૧—૧૨૩૬—૨૫**

એણે ઈ. સ. ૧૨૨૫ માં સિંધ, ઈ. સ. ૧૨૨૯ મા બંગાળા, અને ઇ. સ. ૧૨૩૧ માં ઉજ્જન જીતી મહાકાળેશ્વરનું દેરૂં તોડી નાંખી રાજ્યમાં વધારો કર્યો.

એની વખતમાં મોગલ સરદાર **જંગીસખાં** જબરી ફોજ લઇ સિંધુ નદી સુધી આવી પાછો ગયો. **કુતબુદ્દીને** આધરો મૂકેલો

**કુતબમિનારો** તેણે પૂરો કર્યો. **અલ્તમશ** ઇ. સ. ૧૨૩૫ માં મરણ પામ્યો. તેના પછી તેનો પુત્ર **રૂકનુદ્દીન** ગાદીએ બેઠો, તે દમ વગરનો હોવાથી તેનું રાજ્ય તેની **બેન રજીઆબેગમે** લઈ લીધું.

## રજીઆબેગમ. ૧૨૩૬—૧૨૩૯—૩

આ બાઈ ડાહી, હોંશિયાર, ભણેલી, ને ઇનસાફી હતી. જાતે ઇનસાફ આપી લોકોની ફરીઆદ સાંભળતી. દીલ્હીમાં બાદશાહ તરીકે સ્ત્રી વર્ગમાં આ બાઇજ થઇછે. તેને **સુલતાના રજીઆ** પણ કહેતા. પાછળથી **જલાલ** નામના હબશી ઘોડેસ્વાર સાથે પ્યારમાં પડી ખરાબ થઈ, તેથી અમીરોએ **જલાલને** મારી **રજીઆબેગમને** કેદ કરી. કેદખાનામાંથી **રજીઆબેગમ અલ્તુનીઆ** નામના ચોકીદારને લઇ નાશી ગઈ. અંતે બંને જણ પકડાઇ માર્યાં ગયા. એની પછી એનો ભાઇ **મવઝુદ્દીન** ગાદીપર બેઠો, તે દમ વગરનો હોવાથી લશ્કરે તેને ગાદીપરથી ઊઠાડી **રૂકનુદ્દીનના** દીકરા **અલાઉદ્દીનને** ગાદીએ બેસાડયો.

## અલાઉદ્દીન. ૧૨૪૧—૧૨૪૬—૫

એની વખતમાં મોગલ લોકોએ હિંદુસ્તાનપર હુમલા કર્યા. **લશ્કરે** એને ગાદીપરથી ઊઠાડી **અલ્તમશના** દીકરાના દીકરા **નાસરૂદ્દીનને** બેસાડયો.

## નાસરૂદ્દીન.

આ બાદશાહ ફકિરી ચાલનો હતો. ભલમનસાઈથી વર્તી પુસ્તકોની લખાગણી વડે પોતાનું ગુજરાન ચલાવતો, અને પોતાની બેગમનું રાંધેલું ખાતો, રાજ્યની સઘળી લગામ પોતાના વઝીર **ગ્યાસુદ્દીન બુલબુનના** હાથમાં આપી હતી. તેણે બુંદેલખંડ, માળવા, એને દિલ્હીનાં બંડ સમાવી રાજ્યને મજબૂત કર્યું. એની વ

ખતમાં મોગલ બાદશાહ **હોલાકુખાંનો** વજીર હિંદુસ્તાનમાં આવ્યો હતો, તેનું સારૂ સનમાન કર્યું હતું. આ બાદશાહને પુત્ર નહિ હોવાથી તેના મરણ પછી તેનું રાજ તેના વજીર **ગ્યાસુદ્દીન બુલબુનને** હાથ આવ્યું.

### ગ્યાસુદ્દીન બુલબુન. ૧૨૬૫—૧૨૮૭—૨૨

એની વખતમાં બંગાળાના સૂબા **તોગ્રલબેગે** બંડ કર્યું, તેથી તેને મારી પોતાના દીકરા **બકારાંખાંને** બંગાળાનો સૂબો કર્યો; અને મેવાતમાં મોટું બંડ સળગવાથી એક લાખ મેવાતીઓને મારી નાંખ્યા.

આ બાદશાહ જાતનો ગુલામ હતો, બાને હોશિયાર તથા અનુભવી હતો, પણ હલકા મનનો અને ક્રૂર સ્વભાવનો હતો. એણે હિંદુઓને નોકરી નહિ આપવાનો ધારો કર્યો. તેની વખતમાં મોગલ લોકોના જુલમથી રાજા, અમીર તથા કવિ વગેરે દિલ્લીમાં આવી રહ્યા હતા. તેમાં **અમીરખુશરૂ** નામનો વિદ્વાન કવિ હતો. **બુલબુનને** ૨ દીકરા હતા. તેમાં મોટો પુત્ર **મહમુદ** મરણ પામ્યો હતો, અને નાનો પુત્ર **બકારાંખાં** હતો, તેની સાથે બનતું નહોતુ; તેથી **ગ્યાસુદ્દીનના** મરણ પછી **બકારાંખાંના** પુત્ર **કૈકુબાદને** ગાદી મળી.

### કૈકુબાદ. ૧૨૮૭—૧૨૯૦—૩

આ બાદશાહને **નિજામુદ્દીન** કરીને ખરાબ વજીર હતો. એ વજીરે બાદશાહને તેના બાપ **બકારાખાં** સાથે વેર કરાવ્યું; પણ પાછળથી બાપ દીકરાને સંપ થયો, અંતે ભુંડા વજીર નિજામુદ્દીનને ઝેર દઇ બાદશાહે મારી નાંખ્યો.

**કૈકુબાદ** ભોળો તથા દમ વગરનો હોવાથી **ખીલજી** લોકોએ તેનું રાજ લઇ લીધું. ને ગુલામ વંશની આખર આણી.

---

## ખીલજી વંશની વંશાવળી.

| | |
|---|---|
| ૧ જલાલુદ્દીન | ૧૨૯૦--૧૨૯૫—૫ |
| ૨ અલ્લાઊદ્દીન | ૧૨૯૫--૧૩૧૫-૨૦ |
| ૩ ઉમ્મર | ૧૩૧૫—૧૩૧૬-૧ |
| ૪ મુબારક | ૧૩૧૬—૧૩૨૦-૪ |
| ૫ ખુશરૂ | ૧૩૨૦—૧૩૨૦-૫ માસ |

ખીલજી વંશ ઈ. સ. ૧૨૯૦ થી ઈ. સ. ૧૩૨૦ સુધી ૩૦ વર્ષ ચાલ્યો.

### જલાલુદ્દીન. ૧૨૯૦-૧૨૯૫-૫

ગુલામ વંશની આખર આણી ૭૦ વરસની ઉમ્મરે **જલાલુદ્દીન** ગાદી પર બેઠો. આ બાદશાહ જાતનો પઠાણ હોવાથી તેના વંશનું નામ **ખીલજી વંશ** પડયું.

એની વખતમાં ઇ. સ. ૧૨૯૨ માં મોગલ લોકો ચડી આવ્યા, તેમને હરાવ્યા. અને કૈકુબાદના દીકરા **મલેક જયાજુએ** બંડ કર્યું, તેથી તેને પકડી કેદ કર્યો પણ પાછળથી દયા લાવી છોડી દીધો.

આ બાદશાહ દયાળુ અને ભોળા દીલનો હતો, તેથી તેનાં રાજમાં ચોર લૂંટારાનું જોર વધ્યું. તેનો ભત્રીજો **અલાઊદ્દીન** કરા ગામનો સૂબો હતો, તેણે ઈ. સ. ૧૨૯૪ માં દક્ષિણ પર ચડાઇ કરી દેવગિરિના રાજાને હરાવી બેસુમાર દોલત મેળવી. એ ભત્રીજાને **જલાલુદ્દીને** મળવા બોલાવ્યો. મળતી વખતે **અલાઊદ્દીને** દગો કરી કાકાનો ઘાત કર્યો.

### અલાઉદ્દીન. ૧૨૯૫—૧૩૧૫—૨૦

દેવગિરિથી લાવેલું ધન લશ્કરને ઇનામ આપી, **સુલેમાન** વગેરે ભત્રીજાઓને મારી નાંખી, **અલાઉદ્દીન** ગાદી પર બેઠો. એની વખતમાં ચાર મોટા બનાવ બન્યા. (૧) ગૂજરાત પર સ્વા-

રી. (૨) મોગલોના હુમલા. (૩) ઉત્તરમાં જીત મેળવી દક્ષિણ પર સ્વારી. (૪) બંડ.

૧ ગૂજરાતના પ્રધાન માધવની ફરિઆદપરથી **અલાઉદ્દીને** ગૂજરાત જીતવા પોતાના સરદાર **આલીફખાં** તથા પોતાના ભાઇ **નસરતખાંને** મોકલ્યા. તેમણે ગૂજરાત કબજે કર્યું. ત્યાંનો રાજા **કરણ બાગલાંણમાં** નાશી ગયો, અને તેની રાણી **કમળાદેવીને** પકડી દિલ્લી લઇ ગયા. ત્યાં તેની સાથે **અલાઉદ્દીન** પરણ્યો. ગૂજરાત જીતી પાછા આવતાં ખંભાતમાંથી **મલેક કાફુર** નામનો ગુલામ મળ્યો, તે બાદશાહને સોંપ્યો. તેણે ઘણાં પરાક્રમી કામ કર્યાંછે.

૨ મોગલ લોકોએ સાત વાર હુમલા કર્યા. તેમાં પહેલા બે ઇ. સ. ૧૨૯૭—૯૮ માં પંજાબ પર કર્યા તેમાં હારી પાછા ગયા. ત્રીજો ઇ. સ. ૧૨૯૮ માં **પુતલુઘખાં** નામે સરદારે કર્યો તેમાં પણ તે હાર્યો. ચોથી વાર ઇ. સ. ૧૩૦૩ માં દિલ્લી સુધી આવી પાછાં ગયાં. અને ત્યાર પછી ત્રણ હુમલા રોહિલખંડ પર કર્યા તેમાં ઘણાખરા મોગલ માર્યાં ગયાં.

૩ ઇ. સ. ૧૩૦૦ માં રણથંભોરનો કિલ્લો લઇ, ઇ. સ. ૧૩૦૩ માં ચીતોડ પર હલ્લો કરી રજપૂતોને હરાવ્યા. એમ ઊત્તરમાં જીત મેળવી દક્ષિણ પર ચડયો. ઇ. સ. ૧૩૦૩ માં **મલેક કાફુરને** વરંગૂળ જીતવા મોકલ્યો. તેણે માળવા, ખાનદેશ તથા મહારાષ્ટ્ર લીધાં; અને **રામદેવને** દિલ્લી લઇ જઇ તાબેદારી કબૂલ કરાવી. ઇ. સ. ૧૩૦૬ પછી **કાફુરે** તેલંગણ પર સ્વારી કરી, ને તેની રાજધાની વરંગૂળ લીધું. ઈ. સ. ૧૩૦૯ તથા ઈ. સ. ૧૩૧૦ માં કર્ણાટક જીત્યું, અને ઈ. સ. ૧૩૧૨ માં ઠેઠ રામેશ્વર સુધીનો કબજો કરી આપ્યો.

૪ પાછળથી **મલેક કાફુરનું** જોર વધી પડવાથી ખરાબી

થઇ, ગુજરાતમાં હિંદુ લોકોએ બંડ કર્યું, ને દક્ષિણમાં **રામદેવનો** જમાઇ સ્વતંત્ર થઇ ગયો.

**અલાઉદ્દીને** ઘણો મુલક કબજે કર્યો, દક્ષિણ દેશ કોઇ બાદશાહે જીત્યો નહોતો, તે આ બાદશાહે જીતી નાગના કરી. આ બાદશાહની વખતમાં દિલ્લીમાં વસ્તી પણ ઘણી વધી હતી, તેથી **૧૫ હજાર** મોગલોની ઇ. સ. ૧૩૧૧ માં તેણે કતલ કરાવી હતી.

**અલાઉદ્દીન** ચતુર, શુરવીર, ને લડૈયો હતો, પણ **ધર્માંધ,** પાપી, જુલમી, નિમકહરામી, અભિમાની, જંગલી અને **ઘાતકી** હતો. તેથી **'અલાદીઆ ખુની'** એ નામથી ઓળખાય છે. હિંદુઓને દુઃખ દેતો, વેરા લેતો, દેરાં તોડી મસીદો બંધાવતો, **અને** ઝાઝોપૈસો ભેગો થવા દેતો નહોતો. નિયમ વગરનો ખોરાક ખાવાથી માંદો પડયો, એવામાં તેના વજીર **કાફુરે** ઝેર દઇ મારી નાંખ્યો.

**ઉમ્મર. ૧૩૧૫—૧૩૧૬—૧**

**કાફુરે અલાઉદ્દીનને** મારી તેના બે દીકરાને આંધળા કર્યા, તથા ત્રીજા દીકરા **મુબારકને** મારવા મારા મોકલ્યા, અને ચોથા પુત્ર ઉમ્મરને ગાદીપર બેસાડી પોતે રાજ કરવા લાગ્યો. પણ **મુબારકે** મારાને ઉલટું સમજાવવાથી તેમણે **કાફુરને** મારી નાંખ્યો.

**મુબારક. ૧૩૧૬—૧૩૨૦—૪**

એણે **ઉમ્મરની** આંખો ફોડી નાંખી, અને બીજા બે ભાઇઓને મારી નાંખ્યા. તથા રાજ્ય મળ્યાની ખુશાલીમાં **૧૭ હજાર** કેદીને છોડી મૂકી, તેના બાપે જેની જમીન લઇ લીધી હતી તેની પાછી આપી. ગુજરાતનું બંડ સમાવી, દક્ષિણના રાજા **હરપાળને** મારી નાંખ્યો. એમ થોડી મુદત રાજ ઠીક ચલાવ્યા બાદ **ખુશરૂ** નામના ઢેઢને વજીરાત આપી પોતે રંડીબાજમાં પડયો. **સ્રીનો વે**-

ય લઇ અમીરને ત્યાં નાચવા જવા લાગ્યો. ખુશરૂએ તેને મારી નાંખ્યો.

### ખુશરૂ. ૧૩૨૦—૧૩૨૦—૫ માસ.

એણે પોતાની જાતના ઢેઢને નોકરો રાખવા માંડ્યા, તેથી અમીરો નાખુશ થયા અને તેમણે બંડ કર્યાં. આખરે પંજાબના સૂબા ઘાજીખાંએ આવી તેને મારી ખીલજી વંશની સમાપ્તી કરી.

---

### તઘલખ વંશની વંશાવળી.

૧ ગ્યાસુદ્દીન...૧૩૨૦-૧૩૨૫-૫
૨ મહમૂદ ગાંડો...૧૩૨૫-૧૩૫૧-૨૬
૩ ફિરોઝુદ્દીન...૧૩૫૧—૧૩૮૮-૩૭
૪ ગ્યાસુદ્દીન (૨) ૧૩૮૮-૧૩૮૯-૧
૫ અબુબકર. ૧૩૮૯-૧૩૮૯—૫ માસ
૬ નાસરૂદ્દીન. ૧૩૮૯-૧૩૯૨—૩
૭ સિકંદર. ૧૩૯૨—૧૩૯૨—ાા માસ
૮ મહમૂદ (૨) ૧૩૯૨—૧૪૧૨—૨૦
૯ સરદાર દોલતખાં ૧૪૧૨—૧૪૧૪—૨
તઘલખ વંશ ૧૩૨૦ થી ૧૪૧૪ સુધી ૯૪ વર્ષ ચાલ્યો.

### ગ્યાસુદ્દીન. ૧૩૨૦—૧૩૨૫—૫

**ઘાજીખાં ગ્યાસુદ્દીન** નામ ધારણ કરી દિલ્લીની ગાદી પર બેઠો. તેના દીકરા **જુમાખાંએ** ઇ. સ. ૧૩૨૩ માં વરંગુળ જીત્યું, અને **ગ્યાસુદીને** બંગાળા જીતી **બકારાખાંને** કબજે કર્યો. ત્યાંથી પાછા આવતાં **જુમાખાંએ** લાકડાનો માંડવો કરાવ્યો હતો, તેમાં **બાદશાહ તથા** તેનો વહાલો પુત્ર ઉતર્યા, એવામાં માંડવો એકાએક **પડી જવાથી** દબાઈ મુઆ.

આ બાદશાહ જાતનો તર્કી ગુલામ હતો, પણ હોશિયારીથી બાદશાહ થયો. તે ડાહ્યો, નિતીવાળો અને બહાદૂર હતો. વસ્તીને સુખ આપી રાજ્ય સારી રીતે ચલાવ્યું. તેણે દિલ્લીની થડમાં દોલતાબાદ નામે કિલ્લો બંધાવ્યો છે. એ કિલ્લામાં પોતે રહેતો.

મહમૂદ ગાંડો. ૧૩૨૫—૧૩૫૧—૨૬

**જુમાખાં** મહમૂદ નામ ધારણ કરી ગાદી પર બેઠો. એ બાદશાહ વિદ્વાન, બુદ્ધિવાન, શૂરો અને બહાદૂર હતો, પણ ક્રોધી, હઠીલો અને જુલમી હતો. તેથી તેના સારા ગુણ ઢંકાઇ '**મહમૂદ ગાંડાના**' નામથી ઓળખાતો. તેના અવિચારી તથા જૂલમી કામોથી ઠાર ઠાર બંડ ઉઠયા.

[૧] તેણે મહારાષ્ટ્ર જીતી, દેવગિરિનું નામ દોલતાબાદ પાડયું, અને ત્યાં રાજધાની કરવા વિચાર કરી દિલ્લીના લોકોને ત્યાં જવા હુકમ કર્યો, ને ત્યાંથી પાછા દિલ્લી બોલાવ્યા. એમ બે ત્રણ વખત-આવ જાથી હજારો માણસો મરણ પામ્યા.

(૨) ઇરાન તથા ચીન જીતવા ફોજ મોકલી, પણ તે રસ્તામાં નાશ પામી.

(૩) પોતાનો એક દાંત પડી ગયો તે પર ઘણું ધન ખરચી કબર ચણાવી.

(૪) ઉપર મુજબ ચારે તરફ પૈસાનું નુકશાન લાગવાથી નાણાં ખૂટયાં, તેથી રૂપાને બદલે ત્રાંબાનાણું ચલાવ્યું. તે પરદેશમાં નહિ ચાલવાથી દેશ પાયમાલ થયો.

(૫) ખેડુત પર વસુલાત નાંખી જુલમ કર્યો.

(૬) માણસનો પ્રદેશ ઘેરી, તેનો શિકાર જુલમી રીતે કરવા માંડયો.

[૭] શિકારની હદ બાંધેલી હતી, તેમાં કોઇ માણસ અજાણ્યે પેસે તો તેને મારી નાંખતો.

એ મુજબ તેના અઘટિત તથા જુલમી કામોથી ઠારઠાર બંડ સળગ્યાં.

(૧) ઇ. સ. ૧૩૩૮ માં તેના ભત્રીજાએ માળવામાં બંડ કર્યું, તેથી તેની ચામડી ઉતરડી નંખાવી.

(૨) ઇ. સ. ૧૩૩૯ માં પંજાબમાં મલેક બેહેરામે બંડ કર્યું, તેને ગરદન માર્યો.

[૩] ઇ. સ. ૧૩૪૦માં બંગાળામાં બંડ ઉઠયું, તે સમ્યું નહિ.

(૪) ઇ. સ. ૧૩૪૪ માં કર્ણાટક અને તૈલંગણવાળાએ બંડ કર્યા, તેમાં કર્ણાટક વાળે વિજયાનગરમાં અને તૈલંગણવાળાએ વરંગુળમાં રાજધાની કરી સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું.

(૫) દક્ષિણમાં નિઝામ એનુમુલ્કે બંડ કર્યું, તે સમાવવા બાદશાહ પંડે દક્ષિણમાં ગયો. એવામાં અફગાનોએ પંજાબમાં બંડ કર્યું.

(૬) ૧૩૪૭ માં ગુજરાતમાં બંડ ઉઠયું તે સમાવ્યું.

(૭) બેદરમાં બંડ ઉઠયું. તથા હુસનગંગુએ ઈ. સ. ૧૩૪૭ માં કલબુર્ગમાં બ્રાહ્મણીવંશનું રાજ્ય સ્થાપ્યું.

(૮) ગુજરાતમાં ફરી બંડ સળગ્યું તેમને હરાવી, સુરત તથા ખંભાત લૂંટી મહમુદ સિંધમાં ગયો, ત્યાં નગરઠઠ્ઠા આગળ ઇ. સ. ૧૩૫૧ માં મરણ પામ્યો, તેની પછી તેનો ભત્રિજો ફિરોજુદ્દીન ગાદીપર બેઠો.

## ફિરોજુદ્દીન. ૧૩૫૧—૧ ૮૮—૩૭

એ દયાળુ પરોપકારી અને ભોળો હતો. લડાઇના કામમાં કુ-

બનાવ થવાથી, તેનાં ભાઈ **અબુબકરે** તેનું રાજ્ય લઇ લીધું, તે પણ માલ વગરનો હોવાથી, તેની પાસેથી રાજ ખુંચી લઈ **ફીરોઝુદ્દીનનો** દીકરો **નાસરૂદ્દીન** બેઠો. તેને રૈયત ગાંઠતી નહોતી. તેના મરણ પછી **સિકંદર** ગાદીપર બેઠો, પણ તે થોડી મુદતમાં મરણ પામ્યો, ત્યારે તેનો ભાઈ **મહમૂદ** ગાદીપર બેઠો.

**મહમુદ. ૧૩૯૨—૧૪૧૨—૨૦**

એ નાનો હતો, તેથી તેને સૂબા ગાંઠતા નહોતા. તેની વખતમાં ગૂજરાત, માળવા અને જુવાનપુરના સૂબા સ્વતંત્ર થયા. ઇ. સ. **૧૩૯૮** માં ઇરાન દેશનો મોગલ બાદશાહ **તૈમૂર** દિલ્હીપર ચડી આવ્યો. **મહમુદ** ગૂજરાત ભણી નાઠો, તૈમૂરે પાંચ દિવસ સુધી દિલ્લીમાં કતલ ચલાવી, દિલ્લી લૂંટી, બાળી, હજારો માણસોને કેદ કરી, પોતાને દેશ ગયો. પછી **મહમુદ** ગૂજરાતમાંથી આવી રાજ કરવા માંડયું. ઇ. સ. ૧૪૧૨ માં તે મરણ પામ્યો. તેથી તેની ગાદી બે વરસ સુની રહી.

**દોલતખાં લોદી. ૧૪૧૨—૧૪૧૪—૨**

ગાદીનો કોઈ વારસ નહિ હોવાથી બે વરસ લગી તેણે રાજ ચલાવ્યું. એવામાં મુલતાનના સુબા **ખીજરખાંએ**, હું તૈમુરનો મોકલેલો સૂબો છું, એવું બતાવી, રાજ લઇ લીધું. ને **સૈયદ વંશની** ગાદી સ્થાપી.

**સૈયદ વંશની વંશાવળી.**

| | |
|---|---|
| ૧ ખીજરખાં | ૧૪૧૪—૧૪૨૧—૭ |
| ૨ મુબારક | ૧૪૨૧—૧૪૩૩—૧૨ |
| ૩ મહમુદ | ૧૪૩૩—૧૪૪૩—૧૦ |
| ૪ અલાઉદ્દીન | ૧૪૪૩—૧૪૫૦—૭ |

**સૈયદવંશ ૧૪૧૪ થી ૧૪૫૦ સુધી ૩૬ વર્ષ ચાલ્યો.**

## સૈયદવંશ. ૧૪૧૪—૧૪૫૦—૩૬

**દોલતખાં** પાસેથી રાજ્ય છુંચી લઇ **ખીજરખાં** ગાદીપર બેઠો. એની પછી **મુબારક, મહમુદ** અને **અલાઉદ્દીન** નામના બાદશાહ થયા, પણ કોઈનામાં દમ નહેતો. છેલ્લા બાદશાહ **અલાઉદ્દીનના** રાજ્યની હદ માત્ર સાત ગાઉમાં હતી, તેણે પોતાનું રાજ્ય **બહિલોલખાં** લોદીને સોંપી **પોતે પોતાના વતન** બુદાયુનમાં રહેવા ગયો.

## લોદીવંશની વંશાવળી.

| | |
|---|---|
| ૧ બહિલોલખાં | ૧૪૫૦—૧૪૮૮—૩૮. |
| ૨ સિકંદર | ૧૪૮૮—૧૫૧૬—૨૮. |
| ૩ ઇબ્રાહિમ | ૧૫૧૬—૧૫૨૬—૧૦ |

લોદી વંશ ઇ. સ. **૧૪૫૦ થી** ૧૫૨૬ સુધી ૭૬ વર્ષ ચાલ્યો.

## લોદીવંશ ૧૪૫૦—૧૫૨૬—૭૬.

આ વંશનો મૂળ પુરૂષ **બહિલોલખાં** લોદી થયો, તેણે ૨૬ વર્ષ સુધી જાુવાનપુરના રાજા સાથે લડી તેને કબજે કર્યો. ઇ. સ. ૧૪૮૮ માં તે મરણ પામ્યો. તેની પછી **સિકંદર** ગાદીએ બેઠો, એણે હિંદુધર્મને ઘણું નુકશાન કર્યુ. એના વખતથી આગ્રામાં ગાદી થઇ. તથા એના વખતમાં ફિરંગી લોકો આવ્યા, અને નાનકપંથ નીકળ્યો. ઇ. સ. ૧૫૧૬ માં **સિકંદર** મરણ પામ્યો, પછી તેનો દીકરો **ઇબ્રાહિમ** ગાદીએ બેઠો. એ નબળો તથા મૂર્ખ હતો. પંજાબના સૂબા **દોલતખાંએ** કાબૂલના રાજા **બાબરને** હિંદુસ્તાન જીતવા બોલાવ્યો. તેણે આવી ઇ. સ. ૧૫૨૬ માં **પાણીપતના** મેદાનમાં **ઇબ્રાહિમ લોદીને** હરાવી મારી નાંખ્યો, અને **લોદીવંશની** સમાપ્તી કરી.

# પ્રકરણ ૪ થું.

## મોગલવંશની વંશાવળી.

| | | |
|---|---|---|
| ૧ | બાબર | ૧૫૨૬—૧૫૩૦—૪ |
| ૨ | હુમાયુ | ૧૫૩૦—૧૫૫૬—૨૬ |
| ૩ | અકબર | ૧૫૫૬—૧૬૦૫—૪૯ |
| ૪ | જહાંગીર | ૧૬૦૫—૧૬૨૭—૨૨ |
| ૫ | શાહજહાં | ૧૬૨૭—૧૬૫૮—૩૧ |
| ૬ | ઔરંગજેબ (આલમગીર) | ૧૬૫૮—૧૭૦૭—૪૯ |
| ૭ | બહાદુરશાહ (શાહઆલમ પેહેલો). | ૧૭૦૭—૧૭૧૨—૫ |
| ૮ | જહાંદારશાહ | ૧૭૧૨—૧૭૧૩—૧ |
| ૯ | ફરોકશિર | ૧૭૧૩—૧૭૧૯—૬ |
| ૧૦ | મહમૂદશાહ | ૧૭૧૯—૧૭૪૮—૨૯ |
| ૧૧ | અહમદશાહ | ૧૭૪૮—૧૭૫૪—૬ |
| ૧૨ | આલમગીર (૨) | ૧૭૫૪—૧૭૫૯—૫ |
| ૧૩ | શાહઆલમ (૨) | ૧૭૫૯—૧૮૦૬—૪૭ |
| ૧૪ | અકબર ( ) | ૧૮૦૬—૧૮૩૭—૩૧ |
| ૧૫ | મહમૂદ બહાદુરશાહ | ૧૮૩૭—૧૮૫૮...૨૧ |

મોગલવંશ ઈ. સ. ૧૫૨૬ થી ઈ. સ. ૧૮૫૮ સુધી, ૩૩૨ વર્ષ ચાલ્યો.

### બાબર. ૧૫૨૬—૧૫૩૦—૪

એ તૈમૂરના વંશનો છઠ્ઠો પુરૂષ હતો. બાર વરસની ઉમ્મરે

ઈ. સ. ૧૪૯૪ માં ગાદીએ બેઠો, અને ઇ. સ. ૧૪૯૭ માં તેના કાકાને હરાવી સમરકંદ લીધું. એવામાં **ઉસ્બેક** લોકોએ બળવો કરી; બાબરને પોતાના દેશમાંથી કાઢી મૂક્યો. તેથી તે કાબુલમાં ગયો, અને તે રાજ ઇ. સ. ૧૫૦૪ માં લીધું. પછી **દોલતખાંલોદી**ના તેડાવ્યાથી તે હિંદુસ્તાનમાં આવ્યો, ઇ. સ. ૧૫૫૬ માં ઇબ્રાહિમ લોદીને **પાણીપતના** મેદાનમાં હરાવી માર્યો. ને દિલ્હી લીધું. તે વખતે બહાર, બંગાળા, મેવાડ, ગૂજરાત, દક્ષિણ વગેરેના સ્વતંત્ર રાજ્યો હતાં તેમાં મેવાડનો રાજા **સંગ** મેવાતના રાજા **હસનખાં**ને લઇ લડવા આવ્યો. ઇ. સ. ૧૫૨૭ માં ફતેપુર, સીકરી આગળ ભારે લડાઇ થઈ, તેમાં બાબર ઘણી મુસ્કેલીએ જીત્યો. આ વખતે બાબરે દારૂ પીવાની બાધા લીધી હતી. ઇ. સ. ૧૫૨૮ માં ચંદેરી લીધું. તથા બંગાળા, બહાર અને ઓઢોઆ જીતી લીધાં. એવામાં બાબરનો મોટો પુત્ર **હુમાયુ** માંદો પડ્યો, ત્યારે બાબરે પરમેશ્વરની બંદગી કરી હુમાયુનો રોગ માગી લીધો. અમે તો વેહેમથી કે ગમે તો સાચું હોય! પણ એ અરસામાં **બાબર** માંદો પડ્યો, અને ઈ. સ. ૧૫૩૦ માં આગ્રામાં મરણ પામ્યો.

બાબર લડાઈમાં શૂરો, સંકટમાં ધિરજવાન, અને આનંદી સ્વભાવનો હતો. રૈયત તથા સગાપર પ્રેમ રાખતો. તેને ફૂળ ફૂલનો ઘણો શોક હતો. તેનું રાજ આમૂથી ગંગાના પ્રદેશ તથા બંગાળા સુધી હતું.

**હુમાયુ. ૧૫૩૦—૧૫૫૬—૨૬**

**બાબરને** ચાર દીકરા હતા. ૧ **હુમાયુ** ૨ **કામરાન** ૩ **હિંદાલ** ૪ **મીરજા અસ્કરી**. તેમાં કામરાનને કાબુલ તથા કંદહાર, હિંદાલને સંબલ પ્રાંત, મિરજા અસ્કરીને મેવાતનો મૂલક અને બાકીનો

મૂલક હુમાયુને ભાગ આવ્યો. તેથી હુમાયુને ઉત્તર હિંદુસ્તાનની ગાદી બંધ પડી.

હુમાયુએ ઇ. સ. ૧૫૫૩ માં ગુજરાતપર ચડાઈ કરી, ત્યાંના પાદશાહ **બહાદૂરશાહને મંદસર** આગળ હરાવી, ચાંપાનેર લીધું. એવામાં **શિરશાહ** નામે અફગાન સરદારે બંગાળા તથા બહાર પ્રાંત જીતી લઇ બળવો કર્યો. તેની સાથે હુમાયુએ ઇ. સ. ૧૫૩૯માં બકસર આગળ, અને ૧૫૪૦ માં કનોજ આગળ લડાઇઓ કરી, પણ હુમાયુ હાર્યો. તેથી પોતે કુટુંબ સુદ્ધાં સિંધમાં ગયો. ત્યાં ઉમરકોટ આગળ તેની રાણી **હમીદાને** પેટ ઈ. સ. ૧૫૪૨ માં પ્રતાપી **અકબરનો** જન્મ થયો. ત્યાંથી પોતાના બાઇડી છોકરાંને પોતાના ભાઇ આગળ મૂકી, હુમાયુ ઇરાનના **તમસ્પે** બાદશાહ આગળ ગયો. અને શીઆપંથ પાળવાની કબૂલાતે તેની આગળથી મદદ લઈ, હિંદુસ્તાનમાં આવ્યો. ત્યાં તેને પ્રધાન **બેહેરામખાં** ગળ્યો. આ વખતે દિલ્લીની ગાદીએ શૂરવંશનો **આદિલશાહ** રાજ કરતો હતો. તેના વજીર **હેમુ** અને હુમાયુના વજીર બેહેરામખાં વચ્ચે ઈ. સ. ૧૫૫૬ માં **પાણીપતના** મેદાનમાં લડાઈ થઇ, તેમાં આદિલશાહ તથા હેમુ માર્યાં ગયાં. ને હુમાયુ ગાદીપર બેઠો. પણ એજ સાલમાં નીસરણીએથી ઉતરતાં પડી જવાથી મરણ પામ્યો. તેની પછી તેનો પુત્ર અકબર ગાદીએ બેઠો.

## શૂર વંશની વંશાવળી.

| | |
|---|---|
| શિરશાહ... | ૧૫૪૦—૧૫૪૫—૫ |
| સલીમશાહ... | ૧૫૪૫—૧૫૫૩—૮ |
| આદિલશાહ... | ૧૫૫૩—૧૫૫૬—૩ |

શૂરવંશ ઇ.સ. ૧૫૪૦થી ઈ. સ. ૧૫૫૬ સુધી ૧૬ વરસ ચાલ્યો.

## શૂરવંશ. ૧૫૪૦—૧૫૫૬—૧૬

હુમાયુને હરાવી **સિરશાહ** ઈ. સ. ૧૫૪૦માં ગાદીએ બેઠો. તેણે માળવા જીત્યો, અને કલિંજરને ઘેરો ઘાલ્યો. તેમાં દારૂખાનું સળગવાથી ઇ. સ. ૧૫૪૫માં બળી મૂઓ. તેની પછી તેનો દીકરો **સલીમશાહ** ગાદીએ બેઠો, તેણે સલીમગઢ બંધાવ્યોછે. તે ઇ. સ. ૧૫૫૩માં મરણ પામ્યો, એટલે **આદીલશાહ** ગાદીએ બેઠો. તેની સાથે હુમાયુના સરદાર **બેહેરામખાંએ પણીપતના** મેદાનમાં લડાઈ કરી, ઈ. સ. ૧૫૫૬માં તેને તથા તેના સરદાર **હેમુને** મારી શૂરવંશની સમાપ્તી કરી.

## અકબર. ૧૫૫૬—૧૬૦૫—૪૯

**અકબર** તેર વરસની ઉમ્મરે ગાદીએ બેઠો. તે વખતે રાજનો બધો કારભાર વજીર **બેહેરામખાં** ચલાવતો હતો. તેને **ખાનબાબા** પણ કહેતા. બેહેરામખાં અહંકારી તથા ઘાતકી હોવાથી અકબરને તેની સાથે બન્યું નહિ, તેથી ઈ. સ. ૧૫૬૦માં પોતાનો હુકમ માનવા દુવાઇ ફેરવી. ત્યારે બેહેરામખાંએ પંજાબમાં બંડ કર્યું, તેથી અકબરે તેને પકડ્યો, પણ જૂનો નોકર જાણી છોડી દીધો, અને મક્કે જવાની રજા આપી. ત્યાં ગુજરાતમાં કોઇએ તેને મારી નાંખ્યો. અકબરે રાજની લગામ પોતાના હાથમાં લીધા પછી છ બાબતમાં ચિત્ત ચોટાડ્યું. (૧) સરદારો પર સત્તા બેસાડવા. (૨) રજપૂત રાજ્ય જીતવા. (૩) મુસલમાની રાજ્યને વશ કરવા. (૪) દક્ષિણ દેશ પર સ્વારી. (૫) મુસલ્જી લોકપર સ્વારી (૬) સુધારો.

૧ **ખાનજમાન** નામે સુબાને જુવાનપુરમાં શત્રુની દેખરેખ રાખવા નીમેલો હતો, તેણે બંડ કર્યું, તેથી માર્યો ગયો. (૨) આ-

**મદખાં** માળવામાં સ્વતંત્ર થઇ ગયો હતો તેને કબજે કર્યો. તે રીસથી પાદશાહી મેહેલમાં આવી તેણે વજીરને મારી નાંખ્યો. એ ગુન્હાને માટે અકબરે આદમખાંને એજ મેહેલની બારીએથી ફેંકી દેવરાવી મારી નંખાવ્યો. (૩) **હકીમે** પંજાબમાં બંડ કરી કાબૂલ લીધું. (૪) **મીરજાએ** બંડ કર્યું, માટે તેને ગૂજરાતમાંથી નસાડી મૂક્યો. એવી રીતે અકબરે સરદારોને વશ કરી પોતાનો દાબ બેસાડ્યો.

૨ અકબરે જેપુર, તથા જોધપુરની રાજ કન્યા સાથે પરણી રજપૂતો સાથે મિત્રાચારી બાંધી. અને **ભગવતસિંહની** કુંવરી વેરે પોતાના પુત્ર **જહાંગીરને** પરણાવ્યો. તથા ચીતોડની કુંવરીની માગણી કરી, પણ તેણે મુસલમાનને આપવા ના પાડી. તેથી અકબરે ઇ. સ. ૧૫૫૮ માં ચીતોડ પર સ્વારી કરી. ચીતોડનો રાજા **ઉદયસિંહ** નાઠો, અને તેનો વજીર **જયપાળ** બહાદૂરીથી લડતાં મરાયો. ઉદેસિંહના પુત્ર **પ્રતાસિંહે** ઉદેપુર વસાવી રાજધાની કરી, ને ઇ. સ. ૧૫૫૬ માં અકબર સાથે **હલદીગઢ** આગળ ભારે લડાઇ કરી, પણ કન્યા આપી નહિ. તેથી તેમનું કૂળ ઉચ્ચ કહેવાય છે. એ ઉદેસિંહના વંશજો હાલ ઉદેપુરમાં રાજ કરેછે; અને સર્વ રજપૂતથી તેઓ વધારે આબરૂદાર ગણાય છે. એવી રીતે અકબરે ચીતોડ વગર બીજા રાજ્યો સાથે મિત્રાચારી બાંધી, તેથી તેને રજપૂતો તરફથી મદદ મળવા લાગી.

૩ હવે અકબરે મુસલમાની રાજ્યો જીતવા માંડ્યાં. (૧) ઈ. સ. ૧૫૭૨ માં માળવા લીધું. (૨) ગૂજરાતના ત્રીજા **મુજફ્ફરને** ઈ. સ. ૧૫૭૩ માં હરાવી, મીરજાં લોકને કાઢી મૂક્યાં. છેવટ ૧૫૮૩ માં ગૂજરાત ખાલસા કર્યું. (૩) બંગાળામાં શૂરવંશનો દાઉદ રાજ કરતો હતો, તેને મારી **ટોડરમલે** તે પ્રાંત ઈ. સ. ૧૫૭૬ માં

જીત્યો, અને ઈ. સ. ૧૫૯૨ માં તે ખાલસા કર્યો. (૪) ઇ. સ. ૧૫૯૨ માં કાશ્મીર જીત્યું. (૫) અકબરનો ભાઇ હકીમ મરણ પામવાથી ઇ. સ. ૧૫૮૫ માં કાબૂલ કબજે કર્યું. (૬) ઈ. સ. ૧૫૯૨ માં સિંધ જીત્યું. (૭) ઇરાની શાહ આગળથી ઇ. સ, ૧૫૯૨ માં કંદહાર લીધું. (૮) ઇ. સ. ૧૫૭૪ માં ઓઢીઆ જીત્યું. તે ઈ. સ. ૧૫૮૬ માં અકબરના વજીર માનસંગે ખાલસા કર્યું. એ પ્રમાણે મુલક જીતી ઈ. સ. ૧૫૯૬ માં આગ્રામાં ગઢ બંધાવી ત્યાં રાજધાની કરી.

૪ દક્ષિણમાં અહમદનગરની ગાદી માટે ચારજણ દાવા કરતા હતા, તેમાં એક જણે અકબરની મદદ માગી. અકબરે પોતાના દીકરા મુરાદ તથા મીરજાખાંને અહમદનગર જીતવા મોકલ્યા, તેમાં અહમદનગરની ચાંદબીબી કરીને બહાદુર સ્ત્રી તેમના સામી થઇ. અને અકબરના લશ્કરને હરાવ્યું, પણ પાછળથી ચાંદબીબીએ અકબરને વરાડપ્રાંત આપી ઇ. સ. ૧૫૯૬ માં સલાહ કરી. વળી બીજીવાર તકરાર ઉઠવાથી અકબર પંડે લડવા ગયો. એવામાં ચાંદબીબીને કોઇ દુશ્મને મારી નાંખી, તેથી ઇ. સ. ૧૫૯૯ માં અહમદનગર કબજે કર્યું, અને ખાનદેશ જીતી, પોતાના દીકરા દાનીઆલને ત્યાંનો સૂબો બનાવ્યો.

૫ પેશાવરની પાસે યુશફજી લોકો રહેતા હતા, તેમણે બંડ કર્યું. તેમને હરાવવા અકબરે પોતાના દૂધભાઈ જેનખાં તથા વજીર બીરબીલને મોકલ્યાં, પણ તેઓ અંદર અંદર કુસંપ કરીને વઢ્યા. તેમાં બીરબલ મરાયો, અને જેનખાં નાશી ગયો. તેથી અકબરે માનશીંગ તથા ટોડરમલને મોકલ્યા. તેમણે ઈ. સ. ૧૬૦૦ માં યુશફજીના સરદાર જલાલને માર્યો.

૬ શાંતીના વખતમાં અકબરે સુધારાપર અને લોકોના સુખ

પર પોતાનું ચિત્ત ચોટાડયું. અને નોકરી આપવામાં જાતિભેદ કાઢી નાંખી હિંદુપાસેથી લેવાતો જજીઆવેરો તથા જાત્રાવેરો માફ કર્યો. બાળ લગ્નની બંધી કરી, પુનર્લગ્નની છૂટ આપી. સતી થવાનો ધ રો બંધ કરી, હોમમાં પશુ હોમવાની મનાઇ કરી. રામાયણ તથા મહાભારતનો ફારસીમાં તરજુમો કરાવ્યો, રાજ્યના પંદર ભાગ પાડી તે પર સૂબા ઠરાવ્યા. વસુલાત, ન્યાય અને લશ્કરી ખાતા પાડયા. અને તે સૂબાઓના તાબામાં સોંપ્યા. સેનાપતિ વગેરેને જાગીરો મળતી, તે બંધ કરી પગાર ઠરાવ્યા.

અકબરના હુકમથી **ટોડરમલે** જમાબંધીની ત્રણ રીત બાંધી. (૧) એક સરખાં માપથી બધી જમીન મપાવી. (૨) જમીનની ઉત્તમ, મધ્યમ અને કનીષ્ટ એવી ત્રણ જાત ઠરાવી, દર વીઘે કેટલો પાક ઉતરે તે નક્કી કર્યું. (૩) ઉપજનો ત્રીજો ભાગ સરકારને આપવો ઠરાવ્યો. પણ હરકત વખતે અગર થોડા પાકથી છૂટ મૂકવાનો ધારો કર્યો અને પાછળથી દશ દશ વરસે જમાબંધીની રીત ફેરવવાનું ઠરાવ્યું. આમ થવાથી અકબરને ૧૭॥ ક્રોડની પેદાશ હતી તેને બદલે ૪૨ ક્રોડની થઇ.

અકબરને ત્રણ પુત્ર હતા ૧ **સલીમ** ૨ **દાનીઆલ** ૩ **મુરાદ** એમાં દાનીઆલ અને મુરાદ દારૂના વ્યસનથી મરણ પામ્યા હતા, અને સલીમ પણ દારૂમાં ખૂવાર થયો હતો, તેથી અકબરને પુત્ર ચિંતા ઘણી હતી. અકબર ઇ. સ. ૧૬૦૫ માં મરણ પામ્યો. અને તેની લાશ આગ્રામાં સિકંદ્રાના રોજામાં દાટી. તેની વખતમાં ઇંગ્લાંડમાં **ઇલીઝાબેથ** નામે રાણી રાજ કરતી હતી.

અકબર શૂરવીર, ચંચલ, મિતાહારી, બુદ્ધિવાન, થોડું ઉંઘનાર, દીર્ઘ દ્રષ્ટીવાળો, નિતિવાન ને સાદો હતો. એની વખતમાં

રૈયત સુખી હતી. વળી તે માયાળુ, દયાળુ, ઉદ્યોગી, નિષ્પક્ષપાતી, વિદ્યાનો વિલાસી અને શીકારનો શોખી હતો. લોકોને ખુશીમાં આવે તે ધર્મ પાળવા દેતો, અને દર શુક્રવારે જુદા જુદા ધર્મ ગુરૂઓને બોલાવી ધર્મ ચરચા ચલાવતો. પોતે ખુલી રીતે હમેશાં સૂર્યની પૂજા કરતો. અને મદ્ય, માંસ ખાતો નહોતો. અકબરને ઘોડ ચડવાનો ઘણો શોખ હતો. આગ્રાથી અજમેર ૧૧૦ ગાઉ બે દિવસમાં ઘોડે ચડીને જતો, તથા પોતાને ચડવામાટે ૨ હજાર ઘોડા અને ૫૦૦ હાથી રાખ્યા હતા. તેનાથી દુશ્મનો ડરતાં. અકબર કદે ઉંચો, રંગે ગોરો, અને શરીરે મજબૂત તથા રૂપાળો હતો.

અકબરના મુખ્ય પ્રધાનોના નામ— (૧) **ટોડરમલ** જેણે જમાબંધીની રીત બાંધી હતી. (૨) **અબદુલફજલ** એ વસુલાતી અધિકારી હતો, એણે **'આઇન અકબરી'** નામે પુસ્તક બનાવ્યું છે. (૩) **માનસિંગ** લશ્કરી સૂબેદાર હતો. (૪) **ભગવાનસિંગ** પંજાબનો સૂબો હતો. (૫) **બીરબલ** એ સરદાર અને કવિ હતો. (૬) **ફૈજી**—એ અબદુલફજલનો ભાઇ થાય તેણે રામાયણ, મહાભારત અને બાઈબલનો ફારશીમાં તરજુમો કર્યોછે. એ સિવાય **મિરજાખાં, જેનખાં** વગેરે પ્રખ્યાત સરદારો હતાં. આ સિવાય અકબરે વિદ્યાના, તથા ગાયનના શોખમાટે **જગનનાથ પંડિત, તાનસેન ગવૈયો**, તથા **ગંગકવિ** વગેરે પંડિતોને પોતાની હજુરમાં રાખ્યા હતા.

## જહાંગીર. ૧૬૦૫—૧૬૨૭—૨૨.

**સલીમ** પોતાનું નામ **જહાંગીર** (દુનિઆજીતનાર) પાડી, ઈ. સ. ૧૬૦૫ માં ગાદીએ બેઠો. તેની વખતમાં પાંચ મોટા બનાવ બન્યા. (૧) ખુશરૂનું બંડ. (૨) નૂરજહાં સાથે લગ્ન. (૩) દક્ષિણ્પર સ્વારી. (૪) શાહજહાંનું બંડ. (૫) મહોબતખાંનું બંડ.

૧ જહાંગીર ગાદીએ બેઠો ત્યારે તેના મોટા છોકરા **ખુશરૂએ** બંડ કર્યું, તેથી તેને હરાવી પકડી કેદ કર્યો. ખુશરૂ કેદખાનામાં મરણ પામ્યો. ઇ. સ. ૧૬૧૦.

૨ કોઇ ઇરાની ઉમરાવના કુટુંબીઓ ગરીબ અવસ્થામાં આવી જવાથી, અકબરના આશ્રય નીચે રહેતા હતા, તેને **નૂરજહાં** કરીને રૂપાળી પુત્રી હતી. તે અકબરના વખતમાં જનાનામાં આવતી જતી. તે વખતે જહાંગીરે તેને પરણવાનો વિચાર કર્યો હતો, પણ તે વાત અકબરને નહિ ગમવાથી **શેરઅફગાન** નામના પઠાણ વેરે પરણાવી બંગાળે મોકલી દીધી હતી. અકબરના મરણ પછી જહાંગીરે શેરઅફગાનને મારી, નૂરજહાં સાથે પરણ્યો ઇ. સ. ૧૬૧૧. એ નૂરજહાં રાજકાજમાં પ્રવીણ હતી, તેથી તેણે દારૂપીવાના અને બીજાં કેટલાંક અપલક્ષણથી બાદશાહને છોડાવ્યો. અને પોતાના બાપ તથા ભાઇને સારી પદવી અપાવી.

૩ અહમદનગરનો વજીર **મલીકંબર** ઈ. સ. ૧૬૧૦ માં સ્વતંત્ર થયો, તેથી તેને જીતવા જહાંગીરે ફોજ મોકલી, પણ તે હારી. આ વખતે ઉદેપુરની ગાદીએ **પ્રતાપસિંહનો** પુત્ર **અમરસિંહ** હતો, તેને ઈ. સ. ૧૬૧૪ માં શાહજાદા ખુરમે હરાવ્યો, તેથી બાદશાહે ખુશી થઇ ખુરમને '**શાહ**' નો ખેતાબ આપ્યો. ત્યાંથી તે **શાહજહાં** કહેવાયો. અને શાહજહાંને અહમદનગર જીતવા મોકલ્યો. તેણે મલીકંબરને હરાવ્યો. એ મલીકંબરે જમાબંધીની રીત બાંધી હતી.

૪ નૂરજહાંને આગલા ઘરની પુત્રી હતી, તે જહાંગીરના ચોથા દીકરા **શહરીઆર** વેરે પરણાવી હતી, તેથી નૂરજહાંની મરજી શહરીઆરને રાજ્ય અપાવવાની હતી. માટે બાદશાહ આગળ શાહ

જહાંની ખોદણી કરવા લાગી. એવામાં ઇરાની લોકે ૧૬૧૨ માં કંદહાર લીધું, ત્યારે નૂરજહાંએ કંદહાર પાછું લેવા શાહજહાંને મોકલવા બાદશાહને સમજાવ્યો. બાદશાહે શાહજહાંને હુકમ કર્યો, પણ તેણે માન્યો નહિ. તેથી તેને સજા કરવા **મોહબ્બતખાં** તથા **પરવીઝને** મોકલ્યાં. શાહજહાં હારી બંગાળે ગયો, તેની પાછળ મહોબતખાં પણ ગયો એટલે શાહજહાંએ દક્ષિણમાં આવી મલીકંબરને મળી બંડ કર્યું; પણ છેવટે શાહજહાંએ માફી માગી.

જહાંગીરને મોહબતખાં કરીને મોટો સરદાર હતો, તેથી નૂરજહાંને બીક લાગવા માંડી કે રખેને એ રાજ્યનો ધણી થઈ પડે એવા વિચારથી પૈસા ખાઇ જવનું તોહમત મૂકી, બાદશાહની હજુરમાં તેને બોલાવ્યો. મહોબતખાં ૫ હજાર રજપૂતનું લશ્કર લઈ હજુરમાં જવા નીકળ્યો. ને બાદશાહ જેલમ નદી ઉતરતો હતો તે વખતે પકડી લઈ કેદ કર્યો, ત્યારે નૂરજહાં પણ કેદખાનામાં ગઈ, અને યુક્તિ કરી ફોજના માણસોને ખૂટવી, જહાંગીર તથા નૂરજહાં નાશી ગયા. ત્યાંથી જહાંગીર કાશ્મીર ગયો. ત્યાં ઇ. સ. ૧૬૨૭ માં મરણ પામ્યો.

જહાંગીરના વખતમાં ઇંગ્લાંડના **જેમ્સ** બાદશાહનો વકીલ **સરટામસરો** વેપારનો બંદોબસ્ત કરવા સારૂ ઇ. સ. ૧૬૧૫ માં આગ્રે આવ્યો હતો. તેણે જહાંગીરની રાજનીતિ વિષે લખ્યુંછે કે— "જહાંગીર અતિશય નિશો કરતો, દક્ષિણની હાલત ખરાબ હતી, ઈજારદારો રૈયતપર જુલમ કરતા, દરબારનો ઠાઠ સારો હતો, અને બાદશાહ રત્ન જડિત આસનપર બેસતો."

જહાંગીર બુદ્ધિવાન પણ અતડો હતો, પોતાના બાપનો ધર્મ પાળતો, ઇનસાફ કરવામાં હોશિયાર હતો. રાજ્ય મેહેલમાં ઘંટ રાખી

તેની દોરી મેહેલ નીચે રાખી, ફરિયાદી લોકોને તે ઘંટ વગાડવા પરવાનગી આપી હતી, તેથી લોકો બારોબાર ફરિયાદ કરી શકતા. રાજ્યની પેદાશ ૫૦ કરોડની હતી. તેની વખતમાં તમાકુ, બટાટા અને મકાઇ હિંદુસ્તાનમાં પેહેલવહેલાં આવ્યાં. જહાંગીરને ચાર પુત્ર હતા (૧) **ખુશરૂ** (૨) **ખુરમ** (શાહજહાં) (૩) **શહરીઆર** (૪) **પરવીઝ**. તેમાં પહેલો અને છેલ્લો મરણ પામ્યાં હતા.

## શાહજહાં. ૧૬૨૭—૧૬૫૮—૩૧

**જહાંગીરના** મરણની ખબર સાંભળતાંજ **શાહજહાંએ** દક્ષિણમાં આવી **મોહબતખાં**, તથા **અશોફજાંની** મદદ લઈ ઇ. સ. ૧૬૨૮ માં **નૂરજહાંને** કેદ કરી. અને **શહરીઆર** વગેરે સામાવળીઆને મારી ગાદી લીધી. એની વખતમાં ચાર મોટા બનાવ બન્યા—(૧) બંડ (૨) અફગાન સાથે લડાઇ (૩) બ્રાહ્મણી રાજ્ય સાથે વિગ્રહ (૪) દીકરાઓનાં બંડ.

૧ શાહજહાં ગાદીએ બેઠો, એટલે માળવાના સૂબા **ખાંજહાંએ** બંડ કર્યું. તેને ૧૬૩૦ માં માર્યો. ત્યાર પછી **ઉસ્બેક** લોકોએ ઇ. સ. ૧૬૪૭ માં બંડ કર્યું તે સામાવ્યું.

૨ ઈ. ૧૬૨૭માં કંદહાર તથા બલ્ખ જીતી લીધાં હતાં, તે પાછાં ઇરાનીશાહે ઈ. સ. ૧૬૫૩માં જીતી લીધાં. તેથી બાદશાહે પોતાના દીકરા દારા તથા **ઔરંગજેબને** મોકલ્યા, પણ જીતી શક્યા નહિ.

૩ દક્ષિણમાં **હસનગંગુએ** ઇ. સ. ૧૩૪૭ માં બ્રાહ્મણી રાજ્ય સ્થાપ્યું હતું; તેના હાલ પાંચ ભાગ પડ્યા હતા. ૧ વીજાપુર ૨ ગોવળકોંડા ૩ અહમદનગર ૪ ઈલીચપુર અને ૫ બેદર. તેમાંથી અહમદનગરનું રાજ્ય જીતવા માટે અકબર તથા જહાંગીરે લડાઇઓ

કરી હતી, પણ બંગાળાર જીતાયું નહોતું. તે શાહજહાંએ ઇ. સ. ૧૬૩૭ અહમદનગર ને ઇલીચપુરનું રાજ લીધું, તથા બેદરનું રાજ ઇ. સ. ૧૬૫૭માં ઔરંગઝેબે જીત્યું, અને બાકીના વીજાપુર ગોવળકોંડાનાં રાજ્ય આગળથી ખંડણી લીધી. આ વખતે દક્ષિણમાં મરેઠા જોર પર આવતા હતા.

૪ શાહજહાંને ચાર દીકરા હતા. (૧) **દારા** (૨) **સુજા** (૩) **ઔરંગઝેબ** (૪) **મુરાદ**. એ ચારેને મોટી મોટી જગ્યા આપી હતી. દારા પોતાની પાસે, સુજા બંગાળામાં, મુરાદ ગૂજરાતમાં, અને ઔરંગઝેબ દક્ષિણનો સૂબેદાર હતો. એ બધામાં ઔરંગઝેબ કપટી ચતુર અને બહાદૂર હતો.

ઇ. સ. ૧૬૫૭ માં શાહજહાં માંદો પડચો, ત્યારે દારા તથા સુજા બાદશાહ કહેવરાવવા લાગ્યા. તેઓ બંને લડ્યા તેમાં સુજા હાર્યો. એવામાં બાદશાહ સાજો થયો, પણ દીકરાઓના ટંટા પત્યા નહિ. ઔરંગઝેબે કપટ કરી મુરાદને પોતાના પક્ષમાં લઈ મોટા ભાઇ દારાને ઈ. સ. ૧૬૫૭ માં ઉજ્જન તથા આગ્રા આગળ લડાઈ કરી હરાવ્યો. પછી ઔરંગઝેબ શાહજહાં આગળ ગયો, પણ તેણે રાજ આપવાની ના પાડી. તેથી ઇ. સ. ૧૬૫૭ માં શાહાજહાંને કેદ કર્યો. ને મુરાદને પણ વિશ્વાસઘાત કરી કેદ કર્યો. એવી રીતે કપટથી જય મેળવી ઇ. સ. ૧૬૫૮ માં ઔરંગઝેબ ગાદીપર બેઠો. શાહજહાં ઇ. સ. ૧૬૬૬ માં આગ્રાના કેદખાનામાં પુત્ર ઉપાધીથી મરણ પામ્યો.

શાહજહાં ડાહ્યો અને ઇનસાફી હતો. તેની રૈયત સુખી હતી, અને દેશ આબાદ હતો. તેણે દિલ્લીમાં ગાદી કરવાના હેતુથી સારી સારી ઇમારતો બંધાવી હતી. મોટી જુમા મસીદ, રાજમહેલ, ખા-

નગી મુલાકાતનો બંગલો, તે તેનાં કરેલાં કામની નિશાની છે. તેમ આગ્રાગાં પોતાની બેગમની કબર ઉપર **તાજમેહેલ** નામે સુંદર રોજો હાલ જે આખી પૃથ્વીગાં વખણાય છે તે શાહજહાંએ બંધાવ્યો હતો. એ રોજો બંધાવતા ૨૦ હજાર માણસ ૨૨ વરસ સુધી કામે લાગ્યાં હતાં, અને સવાત્રણ કરોડ રૂપિઆ ખર્ચ થયું હતું. આ સિવાય એણે રૂપિઆ ૬।। કરોડ ખરચી મોરના આકારનું પોતાને બેસવા મારે એક તખ્ત કરાવ્યું હતું.

## ઔરંગજેબ. ૧૬૫૮–૧૭૦૭–૪૯

એના ખતગાં છ બનાવ બન્યા. (૧) ભાઇ ભત્રીજા સાથે વિગ્રહ. (૨) આશામ પર ચડાઇ. (૩) સતનરામી તથા શીખ લોકોનું બંડ. (૪) રજપૂતો સાથે લડાઈ. (૫) દક્ષિણગાં મુસલમાની રાજ્ય પર હલ્લા. (૬) મરેઠા સાથે વિગ્રહ.

૧ ઔરંગજેબે ઈ. સ. ૧૬૫૭ માં **દારાને** આગ્રા આગળ હરાવ્યો હતો. પછી ઇ. સ. ૧૬૫૮ માં પાછો અજમેર આગળ હરાવ્યો, તેથી દારા ગૂજરાતમાં થઇ સિંધમાં ગયો. આખરે ઈ. સ. ૧૬૫૯ માં તેને પકડી મારી નંખાવ્યો. ત્યાર પછી સુજાને હરાવવા પોતાના દીકરા **સુલેમાનને** મોકલ્યો, પણ સુજાએ પોતાની દીકરી સુલેગાનને આપી પોતાના પક્ષમાં લીધો. આખરે તે પણ હારી આરાકાન તરફ નાશી ગયો. ત્યાં બંડ થવાથી ૧૬૬૦ માં માર્યો ગયો. મુરાદને કેદ કર્યો હતો તેને ઇ. સ. ૧૬૬૧માં કેદખાનામાં મરાવી નાંખ્યો, અને દારાના દીકરા સુલેમાનને ગ્વાલીયરમાં ઝેર દઇ માર્યો. એવી રીતે ઔરંગજેબે પોતાના ભાઇ ભત્રીજાઓનું કાસળ કાઢી, **આલમગીર** એટલે દુનિઆ જીતનાર નામ ધારણ કરી, ગાદીએ બેઠો. એનીવખતમાં ઇ. સ. ૧૬૬૬ માં એનો બાપ **શાહજહાં**

કેદખાનામાં મરણ પામ્યો.

૨ ઔરંગજેબે પોતાના સરદાર **મીરજુમ્લાને** ઇ. સ. ૧૬૬૨માં આસામ પર ચડાઇ કરવા મોકલ્યો, પણ ખરાબ પાણી તથા ડુંગરી મુલકમાં તેનું કાંઇ ફાવ્યું નહિ. તેથી પાછો ફર્યો, ને રસ્તામાં મરણ પામ્યો.

૩ દિલ્હીની પાસેના **સતનરામી** નામે હિંદુ લોક ઉપર જુલમ થવાથી તેઓ બંડ કરી પાદશાહ પાસે ફરિઆદીએ ગયા. બાદશાહે ઇ. સ. ૧૬૭૬ માં તેમને ઘોડાના પગતળે કચરાવી મારી નંખાવ્યા. ત્યારપછી **શીખ** નામે લોકોએ **ગુરૂગોવિંદના** હાથ નીચે જુલમને લીધે બંડ કરી ઘણી લડાઈઓ કરી

૪ જોધપુરવાળો **જસવંતસિંહ** કાબૂલમાં મરણ પામવાથી તેનાં બાયડી છોકરાં જોધપુર જતાં હતાં, તેમને કેદ કરી જોધપુર ખાલસા કરવા ઔરંગજેબે વિચાર કર્યો. એ વાતની રજપૂતને ખબર પડતાં ઉદેપુરના રાણા **રાજસિંહની** મદદથી રાઠોડ સરદાર **દુર્ગાદાસના** હાથ નીચે રજપૂતો તૈયાર થયા, તેની સામે બાદશાહનો વડો દીકરો **અકબર** લડવા આવ્યો. દુર્ગાદાસે અકબરને ફૂટવી પોતાના પક્ષમાં લીધો, એ વાતની ઔરંગજેબને ખબર પડવાથી તેણે લશ્કરને સમજાવી પાછું ખેંચી લીધું. અકબર ત્યાંથી નાશી મરેઠાના આશ્રય તળે ગયો, ને ત્યાંથી ઇરાનમાં ગયો. અને ત્યાં મરણ પામ્યો. છેવટ ઇ. સ. ૧૬૮૧ માં ઔરંજેબે રજપૂતો સાથે સલાહકરી.

૫ ઇ. સ. ૧૬૮૩ માં જબરી ફોજ લઈ ઔરંગજેબ દક્ષિણમાં ગયો, ને પાંચ વરસ લડી વિજાપુર અને ગોવળકોંડાનું રાજ્ય ઇ. સ. ૧૬૮૮ માં પોતાને કબજે કર્યું. ત્યાંનું નવરૂં પડેલું લશ્કર મરેઠાને જઈ મળ્યું, તેથી તેઓ જોરપર આવ્યા. ઔરંગજેબ ૨૪ વરસ દક્ષિણમાં રહ્યો હતો.

૬ ઔરંગજેબે ઇ. સ. ૧૬૮૮ થી ૧૭૦૭ સુધી મરેઠા સાથે વિગ્રહ ચલાવ્યો. ઇ. સ. ૧૬૭૪ માં **શિવાજી** રાયગઢમાં ગાદીપર બેઠો હતો તેણે મરેઠી લશ્કર જમાવી ઔરંગજેબને ઘણી હરકત કરી. ઇ. સ. ૧૬૮૦ માં શીવાજી મરણ પામ્યો, પછી તેનો પુત્ર **સંભાજી** બેઠો, પણ તે **કલુશા** નામે ખરાબ બ્રાહ્મણની સોબતમાં પડી ખરાબ થયો. ઔરંગજેબે તેને મારી, તેના બેનાં છોકરાંને કેદ કરી, કેટલોક મૂલક કબજે કર્યો. પણ મરેઠા હિંમત હાર્યા નહિ. તેમણે **શંભાજી**ના ભાઇ **રાજારામને** ગાદીનો વારસ ઠરાવી જીંજીના મજબૂત કિલ્લામાં રાખ્યો, ને મરેઠી લશ્કરે ઔરંગજેબ સાથે લડાઈ ચલાવી. ઔરંગજેબે જીંજીના કિલ્લા પર હલ્લો કર્યો, એટલે રાજારામ ત્યાંથી નાશી ગયો, તેથી ઔરંગજેબે જબરી ફોજ જમાવી મરેઠાને વશ કરવા મેહેનત કરી, પણ કાંઇ વળ્યું નહિ. અને મરેઠાએ માળવા, ગૂજરાત વગેરે ઠેકાણે લૂંટ કરવા માંડી. તેથી બાદશાહ હેરાન થઈ ગયો. તેનું લશ્કર નબળું પડી ગયું, અને મરેઠા સાથે સલાહ કરવા મરજી કરી. પણ મરેઠા મુસલમાન ધર્મના તિરસ્કારને લીધે પૂરા મદમાં આવી ગયા હતા. એવામાં રાજારામ મરી ગયો. તેથી મરેઠાએ **શીવાજી બીજા**ને ગાદી પર બેસાડયો, એટલે ઔરંગજેબ અહમદનગરમાં ગયો. ત્યાં ઈ. સ. ૧૭૦૮ માં ૮૯ વર્ષની ઉમ્મરે મરણ પામ્યો.

ઔરંગજેબ ધર્માંધ હતો. કુરાનનાં વચન વારંવાર સાંભળતો, પંડે વિદ્વાન હતો. શીખ, મરેઠા અને રજપૂત સાથે વારંવાર શત્રુવટ થવાથી તેના આખરના વખતમાં મોગલાઇ રાજ્યની પડતીનાં ચિન્હો ચાલુ થયાં હતાં. તે ખાનગીમાં સાદો અને જાહેરમાં ભભકાદાર હતો. તેને કોઇનો વિશ્વાસ નહોતો, તેથી મરતી વખતે કો-

ઠને પાસે રહેવા દીધા નહોતા. હિંદુ અને મુસલમાન વચ્ચે ભેદ રાખી, હિંદુઓને ઘણું દુઃખ દેતો હતો. હિંદુઓને નોકરીમાં રાખતો નહિ. વરઘોડા ચડાવવા દેતો નહિ, અને વટલાવવા પ્રયત્ન કરતો અકબરે માફ કરેલો જજીઆવેરો તથા જાત્રાવેરો તેણે લેવો શરૂ કર્યો હતો. વગેરે ધર્માંધ રીતથી મુસલમાનો તેને વખાણે છે. પણ ઇતિહાસ કર્તા તેને અપખોડે છે.

ઔરંગજેબનાં રાજ્યનો વિસ્તાર કાસ્મીરથી કન્યાકુમારી સુધી, અને સિંધથી આસામ સુધી એટલે હાલ જેટલા ભાગને હિંદુસ્તાન કહે છે, ત્યાંસુધી હતો. એની વખતમાં અંગ્રેજ લોક પેહેલવહેલા હિંદુસ્તાનમાં આવ્યા હતા.

**બાહાદૂરશાહ.** ૧૭૦૭—૧૭૧૨—૫

ઔરંગજેબને પાંચ દીકરા હતા. (૧) **મોઆઝીમ** (૨) **આઝીમ** (૩) **કામબક્ષ** (૪) **મહમૂદ** (૫) **અકબર**. તેમાં પહેલા ત્રણ જીવતા હતા, તેમને અંદર અંદર ઘણી તકરારો થઈ. છેવટ બધાને મારી **મોઆઝીમ, બહાદૂરશાહ** નામ ધારણ કરી ગાદીએ બેઠો. તેને **શાહઆલમ** પેહેલો પણ કહેતા.

આ બાદશાહનાં રાજની સત્તા **જુલફીકરખાં** નામે વજીરને હાથ હતી. એની વખતમાં રજપૂત, મરેઠા વગેરે **સ્વતંત્રપણે** રાજ ચલાવવા લાગ્યા, અને ઇ. સ. ૧૭૧૦ માં શીખ લોકોએ પંજાબમાં બંડ કર્યું તે સમ્યું નહિ. ઔરંગજેબે **સંભાજીના** પુત્ર **શાહુને** કેદ કર્યો હતો, તેને બાદશાહે ખંડણી આપવાની સરતે **છોડી** દીધો. બાહાદૂરશાહ ઇ. સ. ૧૭૧૨ માં મરણ પામ્યો.

**જહાંદારશાહ.** ૧૭૧૨—૧૭૧૩—૧.

એ **બહાદૂરશાહનો** મોટો દીકરો થાય, તેણે **પોતાના ભાઈ**

ભત્રીજાઓને મારી ગાદી લીધી. પણ એક ભત્રીજો **ફરોકશિર**, બંહારપ્રાંતના સૂબા **હુસેન** તથા **હુસેન**ના ભાઈ **અબદુલા** (અલહાબાદનો સૂબો) તે મદદમાં લઈ બાદશાહ સામો થયો. ઈ. સ. ૧૭૧૩ માં આગ્રાની લડાઈમાં બાદશાહ તથા જુલફિકરખાંને મારી ગાદી મેળવી.

## ફરોકશિર. ૧૭૧૩—૧૭૧૯—૬.

**હુસેન** તથા **અબદુલા** નામે બે સૈયદભાઈની મદદથી **ફરોકશિર** ગાદીએ બેઠો. એની વખતમાં શીખસરદાર **બંદુએ** પંજાબમાં લૂંટફાડ કરવા માંડી, તેથી ઈ. સ. ૧૭૧૬ માં મુસલમાનોએ તેને પકડી ક્રૂર રીતે માર્યો. એવામાં બાદશાહ માંદો પડ્યો, તેને અંગ્રેજ ડાકટર **હેમીલ્ટને** આરામ કર્યો, તેથી બાદશાહે કેટલોક મુલક ઇસ્ટઇંડિયાકંપનીને ઈનામ આપ્યો. પછી જેની મદદથી બાદશાહ ગાદીએ બેઠો હતો, તેની સાથે તેને ખટપટ થઇ. તેથી એ બે સૈયદ ભાઇઓએ બાદશાહને મારી નંખાવ્યો, અને ત્યાર પછી અનુક્રમે બે બાળકને ગાદીએ બેસાડ્યા. પણ તે બંને મરણ પામ્યા, તેથી ત્રીજા બાળક **મહમૂદને** ઈ. સ. ૧૭૧૯ માં સૈયદે ગાદીએ બેસાડ્યો. એ માટે એ સૈયદને 'બાદશાહ બનાવનાર' કહેછે. ફરોકશિરની વખતમાં સૈયદ હુસેને દક્ષિણની ચોથ આપવાની પેશ્વાના સરદાર **વિશ્વનાથને** કબૂલાત આપી હતી.

## મહમૂદ. ૧૭૧૯—૧૭૪૮—૨૯.

**મહમૂદ** ગાદીપર બેઠો તે વખતે ઘણા સરદારો સામા થયા હતા. તેમાં **નિજામુલમુલક** બળવો કરી દક્ષિણમાં ગયો, અને હૈદ્રાબાદમાં રાજસ્થાપ્યું. તેના વંશજો હાલ ત્યાં રાજ કરેછે. બીજું વજીર **સાદતખાંએ** અયોધ્યામાં રાજ્ય સ્થાપ્યું.

નિઝામને તાબે કરવા હુસેન દક્ષિણમાં જતો હતો, તેવામાં સિપાઇઓએ તેનો ઘાત કર્યો. અને હુસેનના ભાઈ અબદુલાને ઈ. સ. ૧૭૨૪ માં શાહપુર આગળ નિઝામે હરાવ્યો, તેથી બંને સૈયદ ભાઈનું બળ તૂટ્યું.

જોધપુરના **અજીતસિંહે** અજમેર લીધું; તેમ મરેઠા દક્ષિણની ચોથ લઇ ઉત્તર લેવા મંડ્યા. તેમણે માળવા ઇ. સ. ૧૭૩૪ માં લઇ લીધો.

એવી રીતે ચારે તરફથી રાજ્ય જતાં હતાં, એવામાં ઇ. સ. ૧૭૩૯ માં ઇરાનનો બાદશાહ **નાદિરશાહ** જબરી ફોજ લઈ ચડી આવ્યો. તેણે દિલ્હીમાં ૫૮ દિવસ લૂંટ ચલાવી, ૩૦ હજાર માણસના પ્રાણ લીધા, ને **શાહજહાંનું** બનાવેલું મયુરાસન તથા કોહિનૂર વગેરે રત્નો મળી લગભગ ૩૨ કરોડની દોલત લઇ ચાલ્યો ગયો. ત્યાર પછી ઇ. સ. ૧૭૪૭ માં પઠાણ લોકનો સરદાર **અહમદ દુર્રાની** હિંદુસ્તાનપર ચડી આવ્યો, પણ તેને શાહજાદા **અહમદ** તથા વજીર **કમરૂદીને** સરહીંદ આગળ હરાવ્યો. એવામાં મહમદ ઇ. સ. ૧૭૪૮ માં મરણ પામ્યો.

## અહમદશાહ. ૧૭૪૮—૧૭૫૪—૬.

એની વખતમાં **અહમદ દુર્રાની** બીજી વખત હિંદુસ્તાન ઉપર ચડી આવ્યો; તેને પંજાબમાંથી પાછો કાઢ્યો. ઈ. સ. ૧૭૫૨. ને મરેઠાને ઓઢીયા પ્રાંત મળ્યો તથા ૧૭૫૧ માં બંગાળાની ખંડણી લેવાની સનદ મળી. એની વખતમાં ૧૭૫૦ માં રોહીલ લોકોએ બંડ કર્યું, ને મરેઠાની મદદથી ઈ. સ. ૧૭૫૧માં સમાવ્યું. એવામાં ઘાઝીઉદ્દીન કરીને સરદારે બાદશાહને આંધળો કરી મારી નાખ્યો.

## આલમગીર બીજો. ૧૭૫૪—૧૭૫૯—૫.

**ઘાજીઉદ્દીને** બાદશાહના વંશના કોઈને પકડી ગાદીએ બેસાડ્યો, અને તેનું નામ **આલમગીર** પાડ્યું.

**અહમદ દુર્રાની** પંજાબમાં પોતાનો સૂબો મૂકી ગયો હતો, તેને **ઘાજીઉદ્દીને** કાઢી મૂક્યો. તેથી ત્રીજીવાર ઇ. સ. ૧૭૫૬માં દુર્રાની હિંદુસ્તાનપર ચડી આવ્યો. દિલ્લી અને મથુરાં લૂંટી ત્યાંનાં દેરાં તોડી પ્રજાને પીડા કરી. કોઇ રોહીલાને પાદશાહનો વજીર ઠરાવી દુર્રાની પોતાને દેશ ગયો. પછી ઘાજીઉદ્દીને મરેઠાની મદદથી રોહીલા વજીરને કાઢી મૂકી, પોતે વજીરાત લીધી. ત્યાર પછી **પંજાબ** પ્રાંત મરેઠાએ લઇ લીધો, તેથી અહમદ દુર્રાની વળી ચોથીવાર ઈ. સ. ૧૭૫૯માં હિંદુસ્તાનપર ચડી આવ્યો. એટલે ઘાજીઉદ્દીને પાદશાહને મારી નાંખ્યો.

## શાહઆલમ બીજો. ૧૭૫૯—૧૮૦૬—૪૭.

**ઘાજીઉદ્દીને** આલમગીરની ગાદીએ શાહજાદા અલીગોહરને **શાહઆલમ બીજો** નામ પાડી ગાદીએ બેસાડ્યો. એમ ઘાજીઉદ્દીને સૈયદોની પેઠે પાદશાહ બદલ્યા. તેથી તેને પણ 'પાદશાહ બનાવનાર' કહે છે.

આ વખતે મરેઠાની ચડતીનો સૂર્ય મધ્યાન તપ્યો હતો. તેમણે પંજાબને દિલ્હી કબજે કર્યાં હતાં, તથા અટક નદીનાં પાણી મરેઠાના ઘોડાએ પીધાં હતાં. તેથી અહમદ દુર્રાની ઈ. સ. ૧૭૬૧ માં પાંચમી વાર જબરી ફોજ લઈ હિંદુસ્તાન પર ચડી આવ્યો. તેમની સામા **બાળાજી પેશ્વાએ ભાઉ સાહેબ** તથા પોતાના દીકરા **વિશ્વાસરાવ**ની સરદારી નીચે જબરૂ લશ્કર મોકલ્યું. સાથે જાટ **સૂરજમલ** તથા બીજા રજપૂતો પણ હતા. **પાણીપતના**

મેદાનમાં ઇ. સ. ૧૭૬૧ માં જબરો જંગ થયો, તેમાં ભાઉસાહેબની મૂર્ખાઇથી મરેઠા હાર્યા, અને તેમનાં ૨ લાખ માણસ મરાયાં, તથા વિશ્વાસરાવ રણમાં પડ્યો. ત્યાંથી મરેઠાનો દિવસ મરડાતો આવ્યો, અને અંગ્રેજોની ચડતીનાં ચિન્હ ચાલુ થયાં. દુર્રાની પોતાના દેશમાં ગયો.

શાહ આલમે ૧૭૬૫માં બંગાળા, બહાર, અને ઓઢીયા પ્રાંતનો પટ્ટો અંગ્રેજ ગવર્નર **ક્લૈવને** કરી આપ્યો. ને અંગ્રેજના કબજામાં પોતે રહ્યો ઈ.સ.૧૭૭૧. ઇ. સ. ૧૭૮૬ માં ગુલામ કાદરે તેને આંધળો કર્યો. ત્યારપછી સિંધીઆના કબજે રહ્યો. ઇ. સ. ૧૮૦૩ માં અંગ્રેજ સરદાર લાર્ડ **લેકે** સિંધીઆને હરાવી, પાદશાહને છોડાવ્યો. ઇ. સ. ૧૮૦૮ માં પાદશાહ મરણ પામ્યો.

### અકબર બીજો. ૧૮૦૬—૧૮૩૭—૩૧

એ માત્ર નામનો પાદશાહ હતો, અને અંગ્રેજના આશ્રય નીચે અમલ કરતો. ઇ. સ. ૧૮૩૭ માં તે મરણ પામ્યો.

### મહમૂદ બહાદુરશાહ. ૧૮૩૭—૧૮૫૮—૨૭

એ અકબરનો પુત્ર હતો. અને અંગ્રેજના આશ્રય તળે રાજ ચલાવતો હતો. **ઇ. સ. ૧૮૫૭ના જબરા બળવામાં** બંડખોરો સાથે પોતે તથા તેના બે પુત્રોએ મળી દિલ્લીમાં અંગ્રેજના બૈરાં છોકરાંનાં ક્રૂર રીતે ખૂન કર્યાં, તેથી અંગ્રેજે તેના બે શાહજાદાને તોપને ગોળે ઉડાવી તેને કેદ કરી રંગુન મોકલાવી મોગલ રાજની સમાપ્તી કરી. બાદશાહ ઇ. સ. ૧૮૬૨માં કેદખાનામાં મરણ પામ્યો, અને અંગ્રેજો રાજના ધણી થયા.

# પ્રકરણ ૫ મું.

## મરેઠી રાજ્ય.

**શીવાજી**—મરેઠાનો મૂળ પુરૂષ શીવાજી હતો. તેનો દાદો. **માલોજી** અહમદનગરમાં નોકર હતો. માલાજીનો પુત્ર **શાહુજી** થયો, તે અહમદનગરનો વજીર થયો હતો. તે **જાદવરાયની** દીકરી **જીજીબાઇ** વેરે પરણ્યો હતો. તેને પેટે **શીવાજી** ઈ. સ. ૧૬૨૭ માં જન્મ્યો. શીવાજી **દાદાજી કોંડે** નામના બ્રાહ્મણ આગળ સતારાની જાગીરમાં ઉછર્યો, અને હથિયાર વાપરતાં શીખ્યો. પછી **લૂંટફાટ** કરી શીવાજીએ મુલક વધારવા માંડ્યો. વિજાપુર તાબાના કિલ્લા લીધા, તેથી વીજાપુરના રાજાએ શીવાજીના બાપ શાહજીને કેદ કર્યો, પણ શીવાજીએ દિલ્લીના બાદશાહ શાહજહાંની મદદથી છોડાવ્યો. વિજાપુરના રાજાએ **અફજલખાંને** ફોજ આપી શીવાજી સામો મોકલ્યો, તેને શીવાજીએ કપટથી ઈ. સ. ૧૬૫૯માં મારી નાંખ્યો. પછી વીજાપુર સાથે સલાહ કરી. ૧૬૬૨માં ઔરંગજેબના મામા **સાહિસ્તખાંને** જખમી કર્યો, ને ૧૬૬૩માં સુરત લૂંટ્યું. ૧૬૬૪માં તેનો બાપ મરણ પામવાથી પોતે **રાયપુરમાં** ગાદીએ બેઠો, ને પોતાના નામના શીક્કા પડાવ્યા. ૧૬૬૫માં ઔરંગજેબને વીજાપુર જીતવામાં શીવાજીએ મદદ કરી, તેથી ઔરંગજેબે તેને દિલ્લી બોલાવ્યો. શીવાજી તથા તેનો દીકરો બંને ગયા પણ તેમને ઔરંગજેબે કેદ કર્યા. કેદખાનામાંથી મીઠાઈના ટોપલામાં બેસી બાપ દીકરો ભાગી ગયા. પછી શીવાજીએ વીજાપુર પાસેથી ખંડણી લીધી, અને બીજીવાર ઇ. સ. ૧૬૭૦માં સુરત લૂંટ્યું. ને ૧૬૭૪માં ફરી રાજ્યાભિષેક કરી ગાદીએ બેઠો. ૧૬૭૪માં કર્ણાટક લગી દેશ ક-

બજે કર્યાં, ને ૧૬૮૦માં મરણ પામ્યો. શીવાજી કદે ઠીંગણો ને મજબૂત હતો. વળી તે શૂરો, ચતુર, હિંમતવાન, કપટી અને ધર્માભિમાની હતો. મરેઠી રાજ્યનો પાયો તેણે મજબૂત નાંખ્યો હતો.

**શંભાજી**—૧૬૮૦—૧૬૮૯—૯ વરસ. એણે પોતાના ભાઇ **રાજારામ**ને કેદ કરી, પોતાની સાવકી માને મારી નાંખી, ને **કલુશા** નામના ખરાબ સોબતીની સોબતમાં ખૂવાર થયો એક દિવસ દારૂના નીસામાં વાડીમાં બેઠો હતો, ત્યાં **ઓરંગજેબે** આવી શંભાજી તથા કલુશાને પકડી લઇ મારી નાંખ્યો. ને તેના બાઇડી છોકરાંને કેદ કર્યાં. મરેઠા આથી નિરાશ નહિ થતાં તેમણે શંભાજીના ભાઈ રાજારામને ગાદી પર બેસાડ્યો.

**રાજારામ**—૧૬૮૯—૧૭૦૦—૧૧ વરસ **રાજારામને** જીંજીના કિલ્લામાં રાખ્યો હતો, તેથી તે કીલ્લો લેવા ઓરંગજેબે **જુલફિકારખાંને** મોકલ્યો. તેણે તે કિલ્લો લીધો, પણ રાજારામ નાશી ગયો. ઇ. સ. ૧૬૯૮. ઇ. સ. ૧૭૦૦ માં રાજારામ મરી ગયો એટલે તેની સ્ત્રી **તારાબાઇ** પોતાના પુત્ર **શીવાજી બીજાની** વતી રાજ કરવા લાગી.

**શીવાજી બીજો**—૧૭૦૦—૧૭૦૭—૭ વરસ. એણે મારવાડ, માળવા અને ગૂજરાતમાં લૂંટફાટ કરી, ઓરંગજેબને ઘણો પજવ્યો. ને પોતાના બધા કિલ્લા પાછા મેળવ્યા. એવામાં ઓરંગજેબ અહમદનગરમાં ૧૭૦૭ ની સાલમાં પાપનો પસ્તાવો કરતો મરણ પામ્યો. ને તેના દીકરા **બહાદૂરશાહે** શંભાજીના પુત્ર શાહુને છોડી મૂકયો. તેણે આવી પુનાની ગાદી લીધી, ને **તારાબાઇ** કોલાપુર ગઇ તેણે ત્યાં રાજ્ય સ્થાપ્યું. હાલ પણ તેના વંશજો ત્યાં રાજ કરે છે. ત્યાર પછી **રાજારામ, શાહુ બીજો, બાલા સાહેબ**

અને **આપા સાહેબ** નામે રાજાઓ થયા. તેમનો ઈતિહાસ મુસલમાની રાજ્ય સંબંધનો નહિ હોવાથી આ ઠેકાણે લખ્યો નથી. છેલ્લો બાલાસાહેબ મરણ પામ્યો ત્યારે અંગ્રેજ સરકારે ઈ. સ. ૧૮૪૮માં સતારાનું રાજ ખાલસા કર્યું.

## ગુજરાતમાં દિલ્લીની બાદશાહી.

**અલ્લાઉદ્દીને**, ઇ. સ. ૧૩૦૪માં કરણ ઘેલા આગળથી ગૂજરાત જીત્યો, ત્યારપછી ત્યાં બાદશાહ તરફથી **અલીફખાં, કમાલુદ્દીન, મલિકદીનાર, અમદવાળ**, અને **ફરતુલાખાં** વગેરે સૂબાઓ અનુક્રમે આવ્યા. તેઓ પાટણમાં રહી અમલ કરતા, હિંદુ ધર્મપર જુલમ કરી લોકોને દુઃખ દેતા.

## ગુજરાતના સ્વતંત્ર પાદશાહ.

**મહમૂદ તઘલખની** વખતમાં ઇ. સ. ૧૩૯૧ માં **જાફરખાં** નામે સૂબાએ ગૂજરાતમાં સ્વતંત્ર રાજ સ્થાપ્યું. અને ઇ. સ. ૧૪૦૩ થી સૂબાનો વંશ ચાલુ થયો. તેમાં અનુક્રમે નીચે મુજબ બાદશાહની વંશાવળી ચાલી.

| | |
|---|---|
| ૧ મહમૂદશાહ ૧ લો. | ૧૪૦૩—૧૪૦૭—૪. |
| ૨ મુજફ્ફરશાહ ૧ લો. | ૧૪૦૭—૧૪૧૧—૪. |
| ૩ અહમદશાહ ૧ લો. | ૧૪૧૧—૧૪૪૧—૩૦. |
| ૪ મહમૂદશાહ ૨ જો. | ૧૪૪૧—૧૪૫૧—૧૦. |
| ૫ કુતુબશાહ. | ૧૪૫૧—૧૪૫૯—૮. |
| ૬ દાઉદશાહ. | ૧૪૫૯—૧૪૫૯—૧ માસ. |
| ૭ મહમૂદશાહ ૩ જો. | ૧૪૫૯—૧૫૧૩—૫૪. |
| ૮ મુજફ્ફરશાહ ૨ જો. | ૧૫૧૩—૧૫૨૬—૧૩. |
| ૯ સિકંદર. | ૧૫૨૬—૧૫૨૬—૦. |

| | |
|---|---|
| ૧૦ મહમૂદશાહ ૪ થો. | ૧૫૨૬—૧૫૨૬—૦. |
| ૧૧ બહાદુરશાહ. | ૧૫ ૬—૧૫૩૬—૧૦. |
| ૧૨ મહમૂદશાહ ૫ મો. | ૧૫૩૬—૧૫૫૪—૧૮. |
| ૧૩ અહમદશાહ ૨ જો. | ૧૫૫૪—૧૫૬૧—૭. |
| ૧૪ મુજફ્ફરશાહ ૩ જો. | ૧૫૬૧—૧૫૭૩—૧૨. |

એ મુજબ ૧૭૦ વર્ષમાં ૧૪ સૂબા થયા. તેમાં **અહમદશાહ પેહેલાએ** ઇ. સ. ૧૪૧૨ માં **અમદાવાદ** વસાવ્યું હતું. છેલ્લા **મુજફ્ફરશાહ** પાસેથી ઇ. સ. ૧૫૭૩ માં **અકબરે** ગૂજરાત જીતી લીધું, ને પછી દિલ્લીથી સૂબા આવવા લાગ્યા. ઔરંગજેબની વખતમાં મરેઠાનું જોર વધ્યું. ત્યાર પછી કેટલીક મુદતે પેશ્વાએ ગૂજરાતનો કેટલોક મૂલક જીતી લીધો. ને વડોદરામાં પેશ્વાના સરદાર ગાયકવાડે ગાદી કરી. હાલ તેના વંશજો ત્યાં રાજ કરેછે. મુસલમાન પાસેથી કેટલોક મુલક અંગ્રેજે લીધો, ને તેમની સતા બેસાડી. તો પણ જુનાગઢ, રાધણપુર અને વાડાશિનોરમાં મુસલમાની રાજ રહેલાંછે.

## મુકાબલા.

**અલ્લાઉદ્દીન ખૂનીને ઔરંગજેબ**—બંને ઘાતકી, જુલમી, ધર્માંધ, અને કપટી હતા. અલ્લાઉદ્દીનને પોતાના કાકાને કપટથી મારી રાજ મેળવ્યું? તેમ ઔરંગજેબે પોતાના ભાઇની સાથે કપટકરી રાજ મેળવ્યું. બને બાદશાહ હિંદુપર જુલમ કરતા હતા. અલાઉદ્દીને દક્ષિણ દેશ જીતી નામના કરી હતી, પણ ઔરંગજેબની વખતમાં દક્ષિણ દેશ સ્વતંત્ર બનતો હતો.

**શાહબુદ્દીન ને શીવાજી**—શાહબુદ્દીને હિંદુસ્તાનમાં મુસલમાની રાજનો પાયો નાંખવાની શરૂઆત કરી, તેમ શીવાજીએ હિંદુરાજ સ્થાપવાની શરૂઆત કીધી હતી. શાહાબુદ્દીનની વખતથી

હિંદુની પડતી થઇ, તેમ શીવાજીની વખતથી મુસલમાનોની પડતી થવા ગાંડી. બંને લડાઈમાં બહાદૂર, હિંમતવાન, ને ધારેલી મતલબ પાર પડે ત્યારેજ જંપીને બેસતા. બંનેએ રાજનો પાયો નાંખ્યો હતો.

**અકબર ને ઔરંગજેબ**—રાજશકિત, દઢતા અને ચંચલાઈમાં બંને સરખા હતા, પણ અકબર પોતાની અક્કલ સવળે રસ્તે વાપરતો, ને ઔરંગજેબ અવળે રસ્તે દોડાવતો. અકબર ઉદાર, ક્ષમાવાન અને શરણે આવનારને સાચવતો પણ ઔરંગજેબ ઘાતકી, જુલમી અને શરણે આવેલાને સંકટ દેતો. અકબરે રજપૂતો સાથે દોસ્તી બાંધી રાજ મજબૂત કર્યું, અને ઔરંગજેબે રજપૂતો સાથે દુસ્મનાવટ કરી. અકબરે હિંદુના વેરા માફ કર્યા ને ઔરંગજેબે લેવા માંડ્યા ને હિંદુને દુઃખદેવા માંડયું. અકબરે અન્ય ધર્મનું શોધન કરાવી તેનો મરજી મુજબ ધર્મ માનવાની રજાઆપી ત્યારે ઔરંગજેબે અન્ય ધર્મ વાળાને દુઃખ દઇ હેરાન કર્યા.

---

## પ્રખ્યાત લડાઇઓ.

(૧) પાણીપત ૧ લી (કુરૂક્ષેત્ર) ઇ. પૂ. ૫૦૦૦ પાંડવોએ કૌરવને હરાવ્યા.
(૨) જેલમ ઇ. સ. પૂ. ૩૨૭ સિકંદરે પૌરસને હરાવ્યો.
(૩) કરાંચી ઈ. સ. ૭૧૨ મહમદ કાસીમે દાહીરને હરાવ્યો.
(૪) વૈહિંદગઢ " ૧૦૦૮ મહમૂદગિજનવીએ અનંગપાળને. ,,
(૫) સોમનાથ " ૧૦૨૪ મહમૂદગિજનવીએ ભીમદેવને. ,,
(૬) થાનેશ્વર " ૧૧૯૧ પૃથુરાજે શાહબુદીનને. ,,
(૭) પાણીપત ૨જી " ૧૧૯૩ શાહબુદીને પૃથુરાજને માર્યો.
(૮) દિલ્લી " ૧૩૯૮ તૈમૂરે મહમૂદ તઘલખને. ,,

(૯) પાણીપત ૩જી" ૧૫૨૬ બાબરે ઇબ્રાહિમલોદીને. "
(૧૦) સીક્રી " ૧૫૨૭ બાબરે સંગને. "
(૧૧) બકસાર " ૧૫૩૯ શિરશાહે હુમાયુને. "
(૧૨) કનોજ " ૧૫૪૦ શિરશાહે હુમાયુને. "
(૧૩) પાણીપત ૪થી" ૧૫૫૮ હુમાયુએ આદિલશાહને. "
(૧૪) ચિતોડ " ૧૫૬૮ અકબરે ઉદેસિંહને. "
(૧૫) અહમદનગર ઈ. સ. ૧૫૯૪ ચાંદબીબીએ મુરાદને હરાવ્યો.
(૧૬) કાશી " ૧૬૫૭ દારાએ સુજાને હરાવ્યો.
(૧૭) ઉજાઈન " ૧૬૫૮ ઔરંગજેબ, ને મુરાદે જસવંત-સિંહને હરાવ્યો.
(૧૮) આગ્રા ૧લી " ૧૬૫૮ ઔરંગજેબે દારાને હરાવ્યો.
(૧૯) અલ્હાબાદ " " " સુજાને "
(૨૦) અજમેર " ૧૬૫૯ " દારાને "
(૨૧) આગ્રા ૨જી " ૧૭૦૮ મોઆજીમે આજીમને "
(૨૨) " ૩જી " ૧૭૧૩ ફરૂકશિરે જહાંદાર શાહને "
(૨૩) શાહપુર " ૧૭૨૦ નિઝામે સૈયદ અબદુલાને "
(૨૪) ભોપાળ " ૧૭૩૬ બાજીરાવે અશોફજહાંને "
(૨૫) કર્નાલ " ૧૭૩૮ નાદિરશાહે મોગલોને "
(૨૬) સરહિંદ " ૧૭૪૮ અહમદશાહે અબદલીને "
(૨૭) ઉદગીર " ૧૭૬૦ મરેઠાએ નીજામને "
(૨૮) પાણીપત ૫મી " ૧૭૬૧ દુરાનીએ મરેઠાને.

---

## પ્રખ્યાત થઇ ગએલા પુરૂષો.

**મહમદ કાશમ**—એણે ઈ. સ. ૭૧૨ મા સિંધપર સ્વારી કરી, ત્યાના દાહીર રાજાને માર્યો હતો.

**કાફુર**—એ અલાઉદ્દીનનો ગુલામ હતો, પણ પાછળથી અલાઉદ્દીનને મારી પોતે રાજ ચલાવવા લાગ્યો. તેણે અલાઉદ્દીનની વખતમાં ઘણી લડાઇઓ કરી છે.

**બાજીરાવ**—મરેઠા રાજા શાહુનો સરદાર હતો. તેણે ૧૭૨૦ માં દક્ષિણની ચોથ લીધી હતી.

**મહોબતખાં**—જહાંગીરનો વજીર હતો.

**માનસિંગ**—અકબરનો લશ્કરી સુબેદાર હતો.

**ભગવાનસિંગ**—પંજાબનો સૂબો હતો. અકબરની વખતમાં.

**ટોડરમલ**—અકબરનો વસુલાતી અધિકારી હતો, તેણે જમાબંધીની રીત બાંધી છે.

**બીરબલ**—અકબરનો સરદાર અને કવિ હતો.

**અબુલફજલ ને ફૈજી**—બંને ભાઇ હતા. અને અકબરના કવિ હતા.

**બેહેરામ**—હુમાયુનો વજીર હતો, તેણે પાણીપતમાં હેમુને હરાવ્યો હતો. ઈ. સ. ૧૫૫૬.

**હેમુ**—આદિલશાહનો વજીર હતો. તે બેહેરામ સાથે લડતાં પાણીપતના મેદાનમાં મરાયો ૧૫૫૬.

**શિવાજી**—મરેઠી રાજ્યનો સ્થાપનાર શૂરવીર નર હતો. ઇ. સ. ૧૬૭૪.

**સિકંદર**—યુનાન દેશનો બાદશાહ હતો, તેણે પંજાબના પૌરસને હરાવ્યો હતો. ઇ. સ. પૂ. ૩૨૭

**અશોક**—ગુપ્ત વંશનો રાજા હતો, તેણે બુદ્ધ ધર્મને આશરો આપ્યો હતો.

**સંગ**—મેવાડનો રાજા હતો, અને બાબર સામે લડયો હતો.

ઇ. સ. ૧૫૨૭.

**ચંદ્રગુપ્ત**—ગુપ્ત વંશનો રાજા હતો. તેણે સિકંદર સાથે દોસ્તી કરી હતી.

**રજીઆબેગમ**—દિલ્લીની ગાદીપર સ્ત્રી તરીકે બાદશાહ હતી ઈ. સ. ૧૨૩૬.

**ચાંદબીબી**—અહમદનગરમાં આ બાઈ રાજ કરતી હતી, તેણે અકબરના લસ્કરને હરાવ્યું હતું. ઈ. સ. ૧૫૯૪.

**નૂરજહાં**—જહાંગીરની બેગમ હતી.

**તારાબાઇ**—મરેઠા રાજા રાજારામની વહુ અને શીવાજી ર જાની મા થાય. એણે કોલાપુરમાં ગાદી કરી હતી.

**જંઘિસખાં**—મોગલ સરદાર હતો. તે અલ્તમશની વખતમાં સિંધુ નદી સૂધી આવ્યો હતો. ઇ. સ, ૧૨૯૮

**તૈમૂર**—ઈરાન દેશનો મોગલ બાદશાહ હતો. ઇ. સ. ૧૩૯૮ માં હિંદુસ્તાનપર આવી દિલ્લી લૂંટી, બાળી ઘણો કેર કર્યો હતો.

**નાદિરશાહ**—ઈરાનનો બાદશાહ હતો. ઇ. સ. ૧૭૩૮માં હિંદુસ્તાનપર ચડી આવી દિલ્લી ૫૮ દીવસ લૂંટી, બાળી, કતલ કરી બે સુમાર દોલત લઇ ગયો હતો.

**એહમદ દુર્રાની**—ઈરાન દેશનો પઠાણ સરદાર હતો તેણે ઇ. ૧૭૪૭—૧૭૫૨—૧૭૫૬—૧૭૫૯ અને ૧૭૬૧ માં પાંચ સ્વારી હિંદુસ્તાનપર કરી હતી.

**પૃથુરાજ**—દિલ્લીની ગાદીનો છેલ્લો રજપૂત બાદશાહ હતો તે પાણીપતના મેદાનમાં શાહબુદ્દિન સાથે લડતાં મરાયો ઇ. સ. **૧૧૯૩.**

———o———

# હિંદુસ્તાનનો સંક્ષેપ ભૂગોળ વિદ્યા.

હિંદુસ્તાન એ મોટો ત્રિકોણાકાર દ્વિપકલ્પછે, તેને હિંદ, ભરતખંડ કે આર્યવ્રત પણ કહે છે. આ દેશમાં લગભગ ૨૫।। કરોડ માણુસની વસ્તીછે. અને ક્ષેત્રફળ લગભગ ૧૯૮૫૦૦૦ ચોરસ મૈલ છે તેમાં ⅔ ભાગ અંગ્રેજી અને ⅓ ભાગ દેશી રાજ્યછે, સિવાય ફિરંગી, ફ્રેંચ અને હબશીનાં સંસ્થાનો પણ છે. લોકો હિંદુ, મુસલમાન, પારસી, યાહુદી, અને બૌદ્ધ વગેરે છે. હિંદુ લોકો શૈવ, જૈન, વૈષ્ણવ, રામાનુજ, કબીર વગેરે અનેક ધર્મ પાળે છે. મુસલમાન મુસલ્માની, પારસી જરથોસ્તી, યાહુદી ખ્રિસ્તિ, અને બૌદ્ધ લોકો બૌદ્ધધર્મ પાળેછે. આદેશમાં લગભગ ૧૩૨ જાતની ભાષા વપરાયછે.

આખા દેશમાં ઘણું કરીને બ્રિટિશ સત્તાછે. માત્ર ફ્રેંચ, ફિરંગી, હબશી, અને નેપાળ, ભુતાનના રાજ્યો સ્વતંત્ર છે. બાકીની સત્તા મહારાણી **વિક્ટોરીઆના** હાથમાં છે. તેમની તરફથી કલકત્તામાં ગવર્નરજનરલ, અને મુંબાઇ તથા મદ્રાસમાં ગવર્નરો રહે છે. બાકીનાં રાજ્યના બંદોબસ્ત માટે ગવર્નરજનરલ દરેકભાગમાં અમલદાર નીમેછે. દેશી રાજ્યના બંદોબસ્ત માટે પોલિટિકલ એજંટો, ને અંગ્રેજી રાજ્યના બંદોબસ્ત માટે કમીશનરો રાખેલાછે.

**સીમા**—ઉત્તરે હિંદુકુશ, કારાકોરમ અને હિમાલય પર્વત તથા ચીન અને તાતાર દેશછે. પશ્ચિમે સુલેમાન અને હાલાપર્વત તથા બલુચિસ્તાન ને અફગાનિસ્તાનછે. નૈરૃત્ય ખૂણમાં આરબીસમુદ્ર, દક્ષિણે હિંદી મહાસાગર ને અગ્નિખૂણમાં હિંદી મહાસાગર તથા બંગાળાનો ઉપસાગરછે, અને પૂર્વમાં સિયામ તથા ચીન દેશ આવેલોછે.

**રાજ્યવિભાગ**—આદેશના છ મોટા ઇલાકા કર્યાછે. ૧

મુંબાઇ ઇલાકો, ૨ મદ્રાસ ઇલાકો, ૩ બંગાળા ઇલાકો, ૪ આગ્રા ઇલાકો, ૫ પંજાબ ઈલાકો, ૬ બ્રહ્મદેશ ઈલાકો.

**ચૌદ વિભાગ**—હિંદુસ્તાનના કુલ ૧૪ ભાગ પાડેલાછે (૧) *મુંબાઈ ઇલાકો, (૨) મદ્રાસ ઈલાકો, (૩) મહિસૂર અને કુર્ગ, (૪) વરાડ અને નિઝામનું રાજ્ય, [૫] મધ્ય પ્રાંતો, [૬] મધ્ય હિંદ એજન્સિ. (૭) રજપૂત સંસ્થાનો, (૮) પંજાબ ઈલાકો, (૯) વાવ્ય પ્રાંતો, (૧૦) અયોધ્યા પ્રાંત, (૧૧) બંગાળા ઈલાકો, (૧૨) આસામ પ્રાંત, (૧૩) બ્રહ્મદેશ, (૧૪) નેપાળ, ભૂતાનના સ્વતંત્ર રાજ્યો.

---

## ૨ મદ્રાસ ઇલાકો.

**સીમા**—ઉત્તરે નિઝામનું રાજ્ય અને બંગાળા ઇલાકાનો થોડો ભાગ, પૂર્વે બંગાળાનો ઉપસાગર, પશ્ચિમે મહિસૂરને મુંબાઇ ઈલાકાનો થોડો ભાગ તથા આરબી સમુદ્ર છે.

**પર્વત**—પશ્ચિમ ઘાટ, પૂર્વ ઘાટ, અને નીલગિરિ વગેરે.

**નદીઓ**—ગોદાવરી, કૃષ્ણા, તુંગભદ્રા, પનાર, પલાર, ગંડલાકામા વગેરે.

**સરોવર**—ચીલકા, પુલીકટ, કોલર એ ત્રણે ખારાં છે.

**હવા ખાવાનાં ઠેકાણાં**-પોંદીચેરી, માહી, કારિકલ, ને યનાન.

**ભૂશિર**—કન્યાકુમારી. **અખાત**—મનારનો.

**સામુદ્રધુની**—મનાર ને પાકની.

**બંદરો**—કંદાપુર, મેંગલુર, કાનાનુર, ટાલીચેરી, માહી, કા-

---

* મુંબાઈ ઇલાકાનું વર્ણન આગળ ત્રીજા ધોરણની ભૂગોળમાં આવી જાય છે, માટે આઠેકાણે લખ્યું નથી.

લીકટ, બેપુર, કોચી, અલીપકી, ત્રીવાન્દ્રમ, તુતુ કુંડી, નાગાપટ્ટણ, કારિકલ, ત્રાકવીબાર, દેવીકોટા, પોર્ટોનોવો, પોંદીચેરી, મદ્રાસ, કારો-માંડલ, નેલૂર, મછલીપટ્ટણ, વિશાગાપટ્ટણ, શ્રીકાકોલમ અને ગં-જામ વગેરે.

બેટ—લંકા, મનાર ને રામેશ્વર.

દેશીરાજ્યો—ત્રાવણકોર, કોચીન, ત્રિચુર અને પુંડુકોટા.

ભાગ—૧ ઉત્તર સિરકાર, ૨ કર્ણાટક, ૩ મલબાર. એ ત્રણ અંગ્રેજી મુલકછે. ૪ ત્રાવણકોર, ૫ કોચીન એ બે દેશી રાજ્યછે.

આ ઇલાકાના બંદોબસ્ત માટે મદ્રાસમાં ગવર્નર રહેછે. મુખ્ય પેદાસ રૂ, ગળી, તલ, દીવેલી, ખુન, ખાંડ, ડાંગર, ચામડાં, સૂતરાઉ કાપડ, દોરડાં, ઇમારતી લાકડું, મોતી, સાગ, નાળિએર અને સાબુ ચોખા વગેરે છે. આ ઇલાકાને પશ્ચિમ કાંઠે મલબાર પ્રાંત આવેલોછે તેથી એ કાંઠાને મલબાર કાંઠો અને પૂર્વ કાંઠાપર કારોમાંડલ નામે જૂના શેહેરના નામ ઉપરથી એ કાંઠાને કારોમંડળ કાંઠો કહેછે.

## ૧ ઉત્તર સિરકાર.

સરોવર—ચીલકા ને કોલર. પર્વત—પૂર્વ ઘાટ.

નદીઓ—૧ કૃષ્ણા—એ સહ્યાદ્રિ પર્વતમાંથી નીકળી બંગા-ળાના ઉપસાગરને મળે છે તેનાપર મછલીપટ્ટણ.

૨ ગોદાવરી—એ સહ્યાદ્રિપર્વતમાંથી નીકળી બંગાળાના ઉપ-સાગરને મળે છે. તેના પર નાશિક, પૈઠણ, નાંદેડ, નિર્મળ, રાજ્ય, મહેંદ્રિ. ને યાનન વગેરે શેહેરો છે. એ સિવાય ૩ ગંડલાકામા નદીછે.

શેહેરો—મછલીપટ્ટણ, રાજમંદરી, ગંજામ, વિસાગાપટ્ટણ, શ્રીકાકોલમ, ગંતૂર, કોકણુદ વગેરે

## ૨ કર્ણાટક.

**પ્રાંત**—બાલાઘાટ અને કર્ણાટક.

**નદીઓ**—૧ પલાર; ૨ પન્નાર, ૩ પનેર—એ ત્રણે મહિસૂરના નંદીદુર્ગમાંથી નીકળી બંગાળાના ઉપસાગરને મળે છે. તેમાં પલાર પર વેલૂર, અને પનાર પર કડપા ને નેલૂર છે.

૪ કાવેરી—સહ્યાદ્રિ પર્વતમાંથી નીકળી બંગાળાના ઉપસાગરને મળેછે. તેનાપર મહિસૂર, ત્રાંકવીબાર, ત્રીચીનોપલ્લી વગેરે.

એ સિવાય ૫ તુંગભદ્રા અને ૬ ગંડલાકામા નદી છે.

**સરોવર**—પૂલીકાટ. **પર્વત**—પૂર્વ ઘાટ. **દેશી રાજ્ય**—પુંડુકોટા.

**શેહેરો**—કર્નુળ, કડપા, બલ્લારી, ને ગુત્તી એ બાલાઘાટમાં છે. એ સિવાય મદ્રાસ, આર્કાટ, પોંદિચરી, કારિકલ. તુતુકુંડી, નેલૂર, વેલૂર, ચિતૂર, વાંદિવાશ, કોઈમ્બતૂર, તંજાવર, નેગાપટ્ટણ, ત્રાંકવીબાર, મધુરા, રામેશ્વર, તીનવલ્લી, ચીંગલપટ, પુંડુકોટા વગેરે.

મદ્રાસ, કર્ણાટકમાં રાજધાનીનું શહેરછે, તેમાં લગભગ ૪ લાખ માણસની વસ્તી છે. આર્કાટ કર્ણાટકના નવાબની રાજધાનીનું શહેર હતું. પોંદિચેરી અને કારિકલ એ બે ફ્રેંચનાં શહેર છે. તુતુકુંડી પાસેના દરિઆમાંથી મોતી નીકળે છે. ડીંડીગલ હવા ખાવાનું ઠેકાણું છે, અને નેલૂરના બાગ વખણાય છે.

## ૩ મલબાર

**પ્રાંત**——મલબાર, કાનડા, વૈનાદ.

**પર્વત**——નીલગિરિ એ હવા ખાવાનું ઠેકાણું છે.

**શહેરો**—કાનાનૂર એ રાજધાની એ સિવાય ઉત્તકમંદ. ટાલીચરી, માહી, કાલીકટ, બેપુર, કંદાપુર અને મેંગલુર વગેરે શહેરો છે.

આ પ્રાંત સને ૧૭૯૯માં ટીપુ પાસેથી અંગ્રેજને મળ્યો. ઉ-

ગ્રાહક હવાખાનાનું ઠેકાણું છે. તાલીચેરીમાં એલચી, મરી ને સુખડનાં લાકડાં થાય છે. માહી ફ્રેંચને તાબે છે, બેપુર રેલવે સ્ટેશન છે, ને મેંગલુરમાં સોપારી થાય છે. પેદાશ સાગ, નાળીએર, સાળુ ચોખા ને સોપારી વગેરેની છે.

## દેશી રાજ્યો.

### ૪ ત્રાવણકોર.

શેહેરો—ત્રિવાન્દ્રમ એ રાજધાની સિવાય અલીપલી છે.

ભૂશિર—કન્યાકુમારી.

આ હિંદુરાજ્ય છે. ત્યાંનો ન્યાય વખણાય છે. આંહી ગાદીનો વારસ એક રાજા મુવા પછી તેનો દીકરો થતો નથી, પણ તેનો ભાઇ થાય છે. જો ભાઇ ન હોય તો બેનનો દીકરો થાય છે. આ લોકમાં વારસ દીકરી ગણાય છે. ભાઈ સાસરે રહે છે, પણ દીકરી સાસરે રહેતી નથી. આંહી મુખ્ય પેદાશ સાળુચોખા, ડાંગર ને તેજાનો છે.

### ૫ કોચીન.

શેહેર—કોચીન ને ચિતૂર.

આ દેશમાં ઘણી નદીઓ તથા સરોવર છે કોચીન પાસે ૧૨૦ મૈલ લાંબુ સરોવર છે. પેદાશ રૂ, ગુંદ, ખાંડ, મરી, એલચી વગેરેની છે.

## ૩ મહિસૂર અને કુર્ગ.

### ૧ મહિસૂર.

પર્વત—નંદીદુર્ગ.

**નદીઓ.**—કાવેરી, તુંગભદ્રા, પન્નાર, પલાર, પનેર વગેરે.

**શેહેરો**—મહિસૂર એ રાજધાની એ સિવાય શ્રીરંગપટ્ટણ, બેંગલોર, બેદનુર, ચિત્રદુર્ગ, નંદીદુર્ગ, શિમોગા, હરીહરપુર અને કોલર વગેરે.

આ પ્રાંત ઇ. સ. ૧૭૯૯ માં ટીપુ પાસેથી અંગ્રેજે લઈ ત્યાંના દેશી રાજાને આપ્યો છે, અને તે ગવર્નર જનરલના કબજામાં છે. તેમની તરફથી બેંગલોરમાં કમીશનર રહે છે. શ્રીરંગપટ્ટણ ટીપુ સુલતાનની વખતમાં રાજધાની હતું. આ ભાગમાં શિમોગા આગળ તુંગ ને ભદ્રા એ નદી ભેગી થાય છે. તેથી ત્યાંથી તુંગભદ્રા બોલાય છે. પેદાશ સાગ, સુખડ, સોપારી, શેરડી, શીશમ, નાળિએર, તેજાનો, મેવો, બુંદ, ડાંગર, રેશમી તથા સુતરાઉ કાપડ, ધઉં, ચાખા વગેરે. આ દેશમાં સોનાની ખાણો છે.

## ૨ કુર્ગ.

**શેહેર**—મર્કરા એ રાજધાની છે.

આ રાજ્ય ઈ. સ. ૧૮૩૪ માં કુર્ગના રાજા આગળથી અંગ્રેજે લઈ લીધું, મહિસૂરના કમીશનરના કબજામાં. કુર્ગ એ પહાડી પ્રદેશ છે.

---

# ૪ નિજામનું રાજ્ય અને વરાડ.

## ૧ નિજામનું રાજ્ય.

**નદીઓ**—ગોદાવરી, માંજરા, પેનગંગા, વરધા, ભીમા, તુંગભદ્રા, કૃષ્ણા, પ્રાણહીતા, દૂધના, મુસી વગેરે.

**શેહેરો**—હૈદરાબાદ એ રાજધાની એ સિવાય ગોવળકોંડા,

પૈઠણ, જાલના, સિકંદ્રાબાદ, નાંદેડ. નિર્મળ, ઇલોરા, ઔરંગાબાદ, દોલતાબાદ (દેવગિરી), બેદર, કલબુર્ગ, વરંગુળ, રાયપુર, અને આસાઇ વગેરે.

આ રાજ્ય મુસલમાની દેશીરાજ્ય છે. તેની સ્થાપના નિઝામુલ્મુલ્ક નામના સરદારે સને ૧૭૨૪ માં કરી હતી. હૈદ્રાબાદમાં બે લાખ માણસની વસ્તી છે, ગોવળકોંડામાં હીરાની ખાણો હતી, પૈઠણ શાલીવાહનની રાજધાની હતી, અને જાલના તથા સિકંદ્રાબાદમાં અંગ્રેજી છાવણી રહે છે. આંહીના રાજાને નિજાંમશાહ કહે છે. મુખ્ય પેદાશ રેશમી કાપડ, પીતળનાં વાસણ અને કોયલા વગેરે.

૨ વરાડ.

**નદીઓ**—પેનગંગા, પૂર્ણા. સરોવર—લુનાર એ ખારૂં છે.

શેહેરો—ઉમરાવતી, અકોલા, ઇલિચપુર, કરીંગા, સીઆગામ અને ખાંમગાંઉ વગેરે. આ પ્રાંત નિજામ પાસેથી ૧૮૫૩માં અંગ્રેજને મળ્યો છે. ને હૈદ્રાબાદના રેસીડેંટના કબજામાં છે. ઉમરાવતી અને અકોલા રૂના વેપારનાં સ્થળ છે.

---

## ૫ મધ્ય પ્રાંતો.

**ભાગ**—૧ સાગરને દમોહનો પ્રદેશ, ૨ નર્મદાનો પ્રદેશ, ૩ સાતપુડાનોપ્રદેશ, ૪ નાગપુર, સંબલપુર ને છત્રીશગઢનો પ્રદેશ.

**નદીઓ**—૧ નર્મદા—સાતપૂડા પર્વતમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. તેના ઉપર જબલપુર, હુસંગાબાદ, નિમાડ, મંડલેશ્વર, ચાણોદ કર્નાળી, નાંદોદ ને ભરૂચ છે.

તાપી—એ સાતપૂડા પર્વતમાંથી નીકળી, ખંભાતના અખાત-

ને મળે છે. તેનાપર બુરાનપુર, સુરત, ઈલિચપુર, અને ?દેર છે.

૩ મહા—એ મધ્ય પ્રાંતમાંથી નીકળી બંગાળાના સમુદ્રને મળે છે. તેનાપર સંબલપુર અને કટક. એ સિવાય—વેનગંગા, વરધા, પ્રાણહિતા વગેરે નદીઓ છે.

પર્વત—સાતપૂડા ને વિંધ્યાચળ.

શેહેરો—નાગપુર, એ રાજધાની, એ સિવાય છતીસગઢ, હિંગણઘાટ, બુરાનપુર, કામ્પટી, સાગર, દમોહ, નરસિંગપુર, હુસંગાબાદ, આશીરગઢ, રાયપુર, બિલાસપુર, ?ગપુર, ?રતર, ગાંદા ખંડવા, સીતાબલ્દી, રતનપુર, અને ગો?? વગેરે.

આ પ્રાંતનો ઘણોખરો ભાગ ભોંસલા આગગાથી ઈ. સ ૧૮૫૩ માં અંગ્રેજને મળ્યો છે. એ મોટો વિશાળ પ્રદેશ છે, ને ચીફ કમીશનરના તાબામાં છે. તે નાગપુરમાં રહે છે. ત્યાંના મોતીજોડા વખણાય છે, છતીસગઢના છત્રીસ વિભાગ છે. હિંગણઘાટનું રૂ વખણાય છે, બુરાનપુરમાં શેલા બને છે; અને કામ્પટીમાં અંગ્રેજી છાવણી રહે છે. મુખ્ય પેદાશ કોયલા, લોઢું, રૂ, ઘઉં, બાજરી, જુવાર, ચોખા, તમાકુ, અફીણ, તલ, દીવેલ, દેશી કાપડ વગેરે છે.

---

## ૬ મધ્યહિંદ એજન્સિ.

હકિકત—એમાં ૭૧ દેશી રાજ્યોછે, તેના બે મોટા ભાગછે.

૧ ગ્વાલીઅર અને માળવા. ૨ બુંદેલખંડ ને રેવા.

## ૧ ગ્વાલીઅર અને માળવા.

ભાગ—૧ સિંધિઆનું રાજ્ય (ગ્વાલીયર), ૨ હોલકરનું રાજ્ય (માળવા), ૩ ભોપાળનું રાજ્ય. એ વિના બીજાં ઘણાં નાનાં રાજ્યોછે.

**નદીઓ**—૧ ચંબલ—વિંધ્યાચળમાંથી નીકળી જમનાને મળે છે તેનાપર કાંટા ને ધોળપુર છે. એ સિવાય—સિંધ, બેટવા, ક્ષિપ્રા ને નર્મદા વગેરે નદીઓ છે.

**શેહેરો—સિંધિઆનાં રાજ્યમાં**—ગ્વાલિયર એ રાજધાની એ સિવાય ઉજ્જન, નિમચ, લશ્કર, મોરાર, ચંદેરી, ભેલસા, મંદેસર વગેરે.

**હોલકરનાં રાજ્યમાં**—ઈંડોર એ રાજધાની એ સિવાય નિમાડ અને મંડળેશ્વર છે.

**ભોપાળનાં રાજ્યમાં**—ભોપાળ એ રાજધાની એ સિવાય શિહુર શહેર છે.

**નાનાં રાજ્યમાં**—દેવાસ, રતલામ, જાવડા, ધારા, જંબુઆ, અલીરાયપુર વગેરે.

આ પ્રાંતના બંદોબસ્ત માટે ઇંડોરમાં રેસીડેંટ રહેછે. ઉજ્જન વિક્રમ રાજાની રાજધાની હતી, નીમચ અને માંડુમાં અંગ્રેજી છાવણી રહેછે, રતલામનું અફીણ વખણાયછે, અને ધારા એ ભોજરાજાની રાજ્યધાનીનું શહેર હતું. મુખ્ય પેદાસ ઘઉં, તમાકુ, અફીણ, શેરડી, રૂ, અને અનાજ વગેરે.

---

## ૨ બુદેલખંડ ને રેવા.

**નદીઓ**—બેટવા ને સોન.

**પર્વત**—કૈમુરના ડુંગરા.

**શેહેરો**—રેવા, પન્ના, તહરી, છત્તરપુર, અને કલિંજર વગેરે.

રેવામાં વાઘેલા રજપૂતનું દેશી રાજ્ય છે, અને બુદેલખંડમાં ૩૮ રાજ્યોછે. પન્નામાં હીરાની ખાણોછે. નીકાશ હીરા અને રત્નનીછે.

## ૭ રજપૂત સંસ્થાનો.

**સંસ્થાન—રજપૂતનાં**—૧ મેવાડ [ઉદેપુર], ૨ મારવાડ (જોધપુર), ૩ જેપુર, ૪ બુંદી, ૫ બિકાનેર, ૬ કોટા, ૭ કોરોલી, ૮ કીસનગઢ, ૯ જેસલમીર, ૧૦ અલવડ, ૧૧ શીરોહી, ૧૨ ડુંગરપુર, ૧૩ વાંસવાડા, ૧૪ પ્રતાપગઢ, ૧૫ ઝાલાવાડ (ઝાલરા પટ્ટણ). **જાટનાં**—૧૬ ભરતપુર, ૧૭ ધોળપુર. **મુસલમાનનાં**—૧૮ ટોંક.

**નદીઓ**—૧ સાબરમતી—એ ઢેબર સરોવરમાંથી નીકળી ખંભાતના અખાતને મળેછે. તેનાપર સાદરા અને અમદાવાદ છે.

૨ મહી—માળવાના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળેછે. તેનાપર લુણાવાડા ને ખંભાત એ સિવાય લુણી, બનાસ, ચંબલ અને બેટવા વગેરે નદીઓ છે.

**પર્વત**-આબુ ને અરવલી.

**સરોવર**—૧ સાંભર એ ખારૂં છે. ૨ ઢેબર એ મીઠું છે.

**જાત્રાનાં ઠેકાણાં**—આબુ ને પુષ્કરજી.

શહેરો—ઉદેપુર, જોધપુર, જેપુર, સાંભર, દીગ, શિરોહી, બિકાનેર, બુંદી, કોટા, કોરોલી,કીશનગઢ, જેસલમીર, અલવડ, ડુંગરપુર, વાંસવાડા, પ્રતાપગઢ, ઝાલારાપટ્ટણ, ધોળપુર, ટોંક. ચિતુર, વાળોત્રા, નાગોર, પાલી, માંચેરી, શીકાવતી, અજમેર, નસીરાબાદ, અને પુષ્કરજી વગેરે.

આ પ્રાંતના બંદોબસ્ત માટે આબુ ઉપર રેસીડેંટ રહેછે, મારવાડમાં વિકાનેરમાં મોટું રણ છે, અજમેર ને મ્હેરવાડા અંગ્રેજના કબજામાં છે, નસીરાબાદમાં અંગ્રેજી છાવણી રહેછે, ઉદેપુર એ ઉદેસિંહજીએ વસાવ્યું હતું ત્યાંના રજપૂતો ઊંચી કોમના ગણાય છે. જોધપુરના આરસપહાણ અને ઉંટ વખણાય છે. જેપુરના

ચિત્ર વખણાય છે, આ શેહેરની બાંધણી ઘણી સરસ છે ને ત્યાં સોનું, રૂપુ, ત્રાંબુ, રત્નો વગેરે નીકળે છે. શિરોહીમાં તરવારો સારી થાય છે, ને બિકાનેરની સાંદણીઓ વખણાય છે. મુખ્ય પેદાશ—રત્ન, સોનું, રૂપુ, ત્રાંબુ, આરસપાણ, રૂ, શેરડી, તમાકુ, અફીણ, વગેરે. ઊંટ અને બીજા પશુ માટે મારવાડ અને બિકાનેર પ્રખ્યાત છે. નાગોરના બળદ વખણાય છે.

---

## ૮ પંજાબ ઇલાકો.

**સીમા**—ઉત્તરે અફગાનીસ્તાન, દક્ષિણે રજપૂતસ્તાન, પૂર્વે જમના નદી, વાવ્ય પ્રાંતો, ચીનાઇ ટિબેટ, પૂર્વતાર્તરી તથા કારાકોરમ પર્વત છે, અને પશ્ચિમે હાલા, સુલેમાન અને હિંદુકુશ પર્વત આવેલો છે.

**નદીઓ**—૧ સિંધુ—એ હિમાલય પર્વતમાંથી નીકળી આરબી સમુદ્રને મળે છે. તેનાપર લેહ, અટક, કાલાબાગ, ડેરાઈસ્માલખાન, ડેરાગાઝીખાન, મિટનકોટ, શિકારપુર, સક્કર, બક્કર, રોરી, સેવાન, હાલા, હૈદ્રાબાદ, ઠઠ્ઠા, કરાંચી, માઆણી, કેટ્ટી વગેરે શેહેરો છે. એ શીવાય જેલમ, ચીનાબ, રાવી, બીઆ, સતલજ, જમના અને કાબુલ નદી છે.

**પર્વત**—કારાકોરમ, શિવાલિક, સુલેમાન વગેરે.

**હવા ખાવાનાં ઠેકાણાં**—સિમલા,અને મરી.

**દુઆબ**—૧ સિંધ સાગર—સિંધુને જમના વચ્ચેનો. ૨ જેચ જેલમ ને ચિનાબ વચ્ચેનો, ૩ રેચના—ચિનાબ ને રાવી વચ્ચેનો, ૪ બારી—રાવી અને બિઆસ વચ્ચેનો. ૫ જલંધર—બિઆસ ને

સતલજ વચ્ચે છે.

**શેહેરો**—લાહોર, અમૃતસર, મુલતાન, દિલ્લી, જાલંધર, અંબાલા, ફિરોજપુર, લુધ્યાના એ મોટા શેહેરો છે. એ સિવાય ડેરાઇસ્માઇલખાન, સિટનકોટ, કાલાબાગ, પેશાવર, અટક, રાવળપીંડી, જેલમ, ગુજરાત, ચીનીયનવાલા, રામનગર, સિમલા, હિસાર, રોહતક, ને પાણીપત વગેરે.

**દેશીરાજયો**—કુલ ૩૬ છે. તેમાં કાશ્મીર, ભાવલપૂર, અને પત્યાલા મુખ્ય છે.

આ ઇલ્લાકામાં પાંચ નદી આવેલી છે. તેથી તેનું નામ પંજાબ પડયું. ઇલાકાના બંદોબસ્ત માટે લેફટેનંટ ગવર્નર લાહોરમાં રહેછે. ને સિમલામાં ભરત ખંડનો ગવર્નર જનરલ વરસના ઘણા મહિના રહેછે.

## દેશી રાજ્યો.

### ૧ કાશ્મીર.

**નદી**—સિંધુ, જેલમ. **સરોવર**—બુલર.

**પર્વત**—હિમાલય, કારાકોરમ અને હિંદુકુશ.

**શેહેરો**—શ્રીનગર એ રાજધાની, એ સિવાય લેહ, ઇસ્કાર્ડો જામુ, ઇસ્લામાબાદ, અને કાશ્મીર વગેરે છે.

અહીંના રાજાને મહારાજ કહેછે. અહીંથી હિમાલયમાં જવાના પીરપાંજલ અને બારામુળા એ બે રસ્તા છે. કાશ્મીરની ખુશાલહવા છે. પેદાશ ગુલાબનું અતર, હથિયાર, રંગ દીધેલો સામાન, શાલ, ઊનનાં કપડાં વગેરે.

### ૨ ભાવલપુર.

**શેહેરો**—ભાવલપૂર, ઊચ, ને અહમદપૂર.

અહીંનું રાજ્ય નવાબના તાબામાં છે. એ રાજ્યની હદમાં મોટા રણ સુધી ચીચરવટી છે. પણ નહેરોથી પાણી આવે છે તેથી જમીન ખેડાય છે.

### ૩ પંત્યાલા.

આ રાજ્ય શીખમાં મોટું રાજ્ય છે. તે સાથે બીજાં નાનાં રાજ્યો પણ છે. શીખ લોકો નાનક પંથ પાળે છે. તેમાં ચામ્બા ને બુશાહીર એ બે પહાડી દેશી રાજ્ય છે. એ સિવાય બીજાં દેશી રાજ્યો પણ છે.

**શેહેરો**—પત્યાલા, જીંદ, નાભા, કપરથલા, ફરિદકોટ, મંડી, કાગશીઆ, સરહિંદ વગેરે.

---

## ૯ વાયવ્ય પ્રાંતો.

**સીમા**—ઉત્તરે નેપાલ ને હિમાલય, દક્ષિણે સાગર ને છોટા નાગપુર, પૂર્વે બહારને અયોધ્યાપ્રાંત, અને પશ્ચિમે રજપૂત સંસ્થાન, જમના નદી, અને પંજાબપ્રાંત છે.

**ભાગ**—૧ હિમાલયમાં આવેલો પ્રદેશ, ૨ ગંગા ને જમના વચ્ચેનો રસાળ પ્રદેશ, ૩ જમનાની દક્ષિણનો પ્રદેશ.

**પર્વત**—હિમાલય અને શિવાલિક.

**નદીઓ**—૧ ગંગા—એ હિમાલય પર્વતનાં ગંગોત્રી શિખરમાંથી નીકળી ઉપસાગરને મળેછે. તેનાપર બદ્રિનાથ. શ્રીનગર, હરિદ્વાર, મિરત, ફર્રુકાબાદ, કનોજ, કાનપુર, ફતેપુર, અલ્હાબાદ, મીરજાપુર, કાશી, ગાજીપુર, ચુનાર, બકસાર, દીનાપુર, પટણા, મોંગીર, ભાગલપુર, રાજમ્હાલ ને મુર્શીદાબાદ વગેરે શહેરોછે.

૨ જમના—એ હિમાલયનાં જમનોત્રી શિખરમાંથી નીકળી ગંગાને મળેછે. તેનાપર શાહરાનપુર, કર્નાલ, પાણીપત, દિલ્હી, મથુરા, આગ્રા, કાલ્પી, ઇટવા, અલ્હાબાદ અને હમીરપુર વગેરે.

૩ ઘોગરા—હિમાલય પર્વતમાંથી નીકળી ગંગાને મળે છે. તેનાપર અયોધ્યા, ફૈઝાબાદ, વગેરે. એ સિવાય રામગંગા, ગોમતી, સોન, ગંડકી વગેરે નદીઓ છે. તે સર્વ ગંગાને મળેછે.

**જાત્રાનાં ઠેકાણાં**—મથુરાં, ગોકુળ, આગ્રા, અલ્હાબાદ, કાશી, બદ્રિનાથ, કેદારનાથ, કુરૂક્ષેત્ર (પાણીપત) વગેરે.

**શેહેરો**—દિલ્હી, મથુરા, આગ્રા, કાલ્પી, ઇટાવા, અલ્હાબાદ, આનુપ, ફતેહગઢ, કાનપુર, મીરઝાપુર, કાશી, ગાઝીપુર, કનોજ, બદ્રિનાથ, શ્રીનગર, અલમોડા, બરેલી, શાહજહાનપુર, હરિદ્વાર, મિરત, કેદારનાથ, પાણીપત, કર્નાલ, મુરાદાબાદ, મુઝફ્ફરનગર, સાહારાનપુર, ફરૂકાબાદ, ગોરખપુર,, ચુનાર, બક્સાર વગેરે.

પહેલાં આ પ્રાંતને આગ્રા ઈલાકો કહેતા તેને હાલ વાયવ્ય પ્રાંત કહે છે. વળી હમણા અયોધ્યા પ્રાંત પણ તેમાં જોડી દીધો છે. ઇલાકાના બંદોબસ્ત માટે અલ્હાબાદમાં લેફટેનન્ટ ગવર્નર રહે છે, તેમાં કાશી, રામપુર, અને તહરી એ રજપૂતનાં દેશી રાજ્ય છે. મિરતમાં લશ્કરી છાવણી રહે છે, ગાઝીપુરમાં અત્તર થાય છે, દિલ્લી ને આગ્રા વારાફરતી ભરતખંડની રાજધાનીનાં શેહેર હતાં, મથુરામાં કૃષ્ણનો જન્મ થયો હતો, આગ્રામાં તાજ મેહેલ છે તે આખી પૃથ્વીમાં વખણાય છે, અને કુરૂક્ષેત્રમાં પાંડવ કૌરવને જબરૂં યુદ્ધ થયું હતું. મુખ્ય પેદાશ—ચા તે આખી દુનિઆમાં વખણાય છે. એ સિવાય સાગ, વાંસ, મહુડાં, આંબા, ઘઉં, જવ, જુવાર, બાજરી, ડાંગર, તલ, દાવેલ, રૂ, લાખ, સુરોખાર, ત્રાંબાપીતળનાં વાસણને

દેશી કાપડ છે. કાશી જાત્રાને માટે પ્રખ્યાત છે.

## ૧૦ અયોધ્યા પ્રાંત.

**નદીઓ**—૧ ઘોગરા, ૨ રાપતી એ ઘોગરાને મળે છે. એ સિવાય રામગંગા, સઇ, અને ગોમતી વગેરે છે.

**પ્રાંતો**—૧ ફૈજાબાદ, ૨ સીતાપુર, ૩ લખનોર, ૪ રાયબરેલી.

**શેહેરો**—લખનોર એ રાજધાની, એ શિવાય અયોધ્યા, જુઆનપુર, સીતાપુર, રાયબરેલી, અને ફૈજાબાદ વગેરે છે.

આ પ્રાંત નવાબને કબજે હતો તે ઇ. સ. ૧૮૫૬ માં અંગરેજ સરકારે ખાલસા કર્યો, ને હાલમાં વાવ્ય પ્રાંત સાથે જોડી દીધો છે. લખનોરમાં ચીફ કમીશ્નર રહે છે, ને અયોધ્યા એ રામચંદ્રની રાજધાનીનું શેહેર હતું. મુખ્ય પેદાશ—ઘઉં વગેરે ધાન્ય, ખાંડ, તમ, દીવેલ, ચોખા, તમાકુ, રૂ, અફીણ, ગળી, દેશી કાપડ વગેરે.

## ૧૧ બંગાળા ઇલાકો.

**સીમા**—ઉત્તરે નેપાળ, સિકિમ અને આશામ પ્રાંત, દક્ષિણે બંગાળાનો ઉપસાગર, અને મદ્રાસ ઇલાકો. પૂર્વે મણિપુર, બ્રહ્મદેશ તથા આરાકાનના ડુંગરો છે. અને પશ્ચિમે મધ્ય પ્રાંતો રેવા અને વાવ્ય પ્રાંતો છે.

**પર્વત**—હિમાલય, રાજમહાલના ડુંગરા, છોટાનાગપુરના ડુંગરા, અને ઓઢીઆના પહાડ.

**નદીઓ**—૧ બ્રહ્મપુત્રા—એ તિબેટનાં માન સરોવરમાંથી નીકળી, બંગાળી ઉપસાગરને મળે છે તેનાપર તેજપુર, ગૌહત્તી, નસા-

ગામ, ઢાકા, ગોવલપરા, દરંગ, રંગમતી, જમાલપુર વગેરે શેહેરોછે.

એ સિવાય—ગંગા, ગોગરા, સોન, ગંડકી, કોશીકી, ભાગિરથી (હુગલી), દામોદ્રા, સુરમા, ટીપરા, મહા, રૂપનારાયણ, વૈતરણી, સુવર્ણરેખા, બ્રાહ્મણી, વગેરે નદીઓછે.

**બંદરો**—કલકત્તા, ગતલાહ, ચિતાગોંગ (ચિતગામ), કટક.

**જાત્રાનાં ઠેકાણાં**—જગન્નાથપુરી, ગયા.

**દેશીરાજ્ય**—૧ સિકિમ, ૨ કુચબિહાર, ૩ ટીપરા, ૪ દરભંગા, ૫ મણીપુર, ૬ લુશાઈ વગેરે.

**ફ્રેંચનાં થાણાં**—ચંદ્રનગર. **સરોવર**—ચિલકા.

**અખાત**—બંગાળાનો, બાલાસોરનો.

મોટાંશેહેરો—કલકત્તા એ રાજધાની, એ સિવાય પટણા, મુર્શીદાબાદ, ઢાકા, કટક, કાંચી. વગેરે.

**રાજ્ય વિભાગ**—૧ શુદ્ધ બંગાળા, ૨ બહાર, ૩ ઓઢીઆ, ૪ છોટાનાગપુર.

આ ઇલાકાના બંદોબસ્ત માટે લેફ્ટેનંટ ગવર્નર કલકત્તામાં રહે છે. સિવાય હિંદુસ્તાનનો ગવર્નર જનરલ પણ કલકત્તામાં રહેછે. આખા હિંદની રાજધાની કલકત્તા છે. સિકિમની રાજધાની દાર્જીલીગ હવા ખાવાનું ઠેકાણું છે, બંગાળા ઈલાકો સૌથી વિશાળ ને રસાળ છે. મુખ્ય પેદાશ નારંગી, ચોખા, અફીણ, ચા, ખાંડ, રેશમ, રબર, શણ, ગળી, રેશમી તથા સુતરાઉ કાપડ અને મલમલ વગેરે છે. બંગાળામાં આગળ નવાબનું રાજ્ય હતું.

## ૧ શુદ્ધ બંગાળા.

**નદીઓ**—ગંગા, ટીપરા, બ્રહ્મપુત્રા, હુગલી અને રૂપનારાયણ.

**શેહેરો**—કલકત્તા એ રાજધાની. એ સિવાય મુર્શીદાબાદ, ઢા-

કા, રાણીગંજ, હીરા, રાજગહાલ, બર્દવાન, શ્રીરાગપુર, કૃષ્ણનગર, ચંદ્રનગર, ચિન્સુરા, હુગલી, મેદનીપુર, ટીપરા, પ્લાસી, બનકુરા અને કાશીમબજાર વગેરે.

મુર્શીદાબાદ એ આગળ નવાબની રાજધાનીનું શેહેર હતું, રાણીગંજમાં કોયલાની ખાણો છે, અને ચંદ્રનગર ફ્રેંચનું છે.

### ૨ બહાર પ્રાંત.

**નદીઓ**—ગંગા, સોન, ગંડકી, કોશકી, ને ઘોગરા.

**શેહેરો**—પટણા, મોંગીર, ભાગલપુર, દીનાપુર, બહાર, ગયા, છપરા, દરભંગા વગેરે.

પટણાને પાટલીપુત્ર કહેતાં. ત્યાં ચંદ્રગુપ્ત રાજ કરતો હતો. તેમાં અફીણ અને રેશમી કાપડ સારૂં બને છે. ગયા જાત્રાનું ઠેકાણું છે.

### ૩ ઓઢીયા પ્રાંત.

**નદીઓ**—મહા, બ્રાહ્મણી, વૈતરણી અને સુવર્ણરેખા.

**શેહેરો**—કટક, બાલાસોર, અને જગન્નાથ વગેરે.

ઓઢીઆમાં લોઢાની ખાણો છે, અને જગન્નાથ જાત્રાનું ઠેકાણું છે.

### ૪ છોટાનાગપુર.

**શેહેરો**—રાંચી ને લોહર્દગા વગેરે.

---

## ૧૨ આસામ પ્રાંત.

**નદી**—બ્રહ્મપુત્રા.

**પર્વત**—ખાસ્યા, જીંટીયા, ગારો અને નાગ વગેરે.

**શહેરો**—ગૌહત્તી એ રાજધાની, એ સિવાય—તેજપુર, નવાગામ, કાચાર, રંગપુર, સીલહટ, ઠરંગ, ગોવાલપરા, રંગમતી, જીંટીઆ, અને ચેરાપુંજી વગેરે.

આસામપ્રાંત બ્રહ્મદેશના રાજા પાસેથી ઇ. સ. ૧૮૨૪ માં અંગ્રેજને મળ્યો હતો. આ પ્રાંતનો બંદોબસ્ત કરવા માટે ચીફકમીશનર ગૌહતીમાં રહેછે. ખાસ્યાનું દેશીરાજ છે, તેમાં ચેરાપુંજી નામની જગ્યાએ ૫૨૩ ઇંચ વરસાદ વરસેછે, એટલો આખી પૃથ્વીમાં કોઇ ઠેકાણે વરસતો નથી. મુખ્ય પેદાશ—કોયલા, ચા, ગોહું, ચૂનો, રૂ, સાકર, રેશમ વગેરે છે. આસામની ભેંસો વખણાયછે.

## ૧૩ બ્રહ્મદેશ.

**સીમા**—ઉત્તરે આસામ ને ચીન, દક્ષિણે શિયામ ને બંગાળી ઉપસાગર, પૂર્વે શિયામને શાનનો મુલક, અને પશ્ચિમે બંગાળા તથા બંગાળાનો ઉપસાગર છે.

**ભાગ**—ઉપલો બ્રહ્મદેશ ને નીચલો બ્રહ્મદેશ.

**નદીઓ**—૧ ઇરાવતી—એ હિમાલય પર્વતમાંથી નીકળી બંગાળાના ઉપસાગરને મળેછે. તેનાપર પ્રોમ, વસાઇ અને રંગુન.

એ સિવાય-સતાંગ, સાલ્વીન,અને તેનાસરીમ વગેરે નદીઓ છે.

**બેટ**—રામરી, ચેદુબા, મૃગ્વીબેટનું ટોળું.

**અખાત**—માર્ટાબાન.

**ભૂશિર**—કેપ નીગ્રિસ.

**પર્વત**—બ્લુ, યોમા, પતકોઇ, સ્વેદંગી.

**બંદર**—અક્યાબ, સંદોવે, ડલહુસી, રંગુન, સીતાંગ, માર્તાબાન, મુલમેન, આમહર્સ્ટ, ટાવોયા, તેનાસરીમ, વગેરે.

**શેહેર**—માંડલે એ રાજધાની, એ સિવાય માકસેબા, આવા, અમરપુર, રંગુન, આરાકાન, ટેનાસરીમ, પેગુ, પ્રોમ, બામો, તેંગુ, હેનામદા, સતતાંગ, મેગ્યાન, અને બાસીન વગેરે શેહેરો છે.

આ દેશનો અસામ, આરાકાન અને તેનાસરીમ પ્રાંત ઈ. સ. ૧૮૨૪ માં, પેગુ પ્રાંત ઈ. સ. ૧૮૫૨ માં, ને બાકીનો ભાગ ઈ. સ. ૧૮૮૫ માં અંગ્રેજ સરકારને મળ્યો હતો. આ પ્રાંત ચીફ કમીશનરના તાબે છે, ને તે માંડલેમાં રહેછે. આ દેશમાં માણેક ને નીલમ થાયછે. એ સિવાય લોઢાની ખાણો નીકળે છે. પેદાશ ચોખા, રેશમ, સાગ, ગુંદર અને ચામડા વગેરે.

---

## ૧૪ સ્વતંત્ર પહાડી રાજ્યો.

### ૧ નેપાળ.

**નદીઓ**—ઘોગરા, સરયુ, કુશી અને ગંડકી વગેરે.

**સરોવર**—રાવણહૃદ. **શિખર**-એવરેસ્ટ, ધવલગિરિ.

**શેહેરો**—ખટમંડુ એ રાજધાની, એ સિવાય—મકવાનપુર, જમુલા, પાલપા, ગુરખા, જનકપુર વગેરે.

આ દેશ હિમાલયની તળાટીમાં છે. આ રાજ સ્વતંત્ર છે, ને ત્યાંના લોકો ગુરખા કહેવાય છે. આંહી ઈમારતી લાકડું ઘણું થાય છે, લોકો બૌદ્ધ ધર્મ પાળેછે.

### ૨ ભુતાન.

**શેહેરો**—ટચાસીટચુડન એ રાજધાની છે.

આ દેશ પણ હિમાલયની તળાટીમાં આવ્યોછે, ત્યાં તાતાર જાતના લોકનું સ્વતંત્ર રાજ્ય છે. લોકો બૌદ્ધ ધર્મ પાળે છે.

## ૩ નાનાં રાજ્યો.

નાનાં રાજ્યો ઘણાં છે, તેમાં મણીપુરનું રાજ્ય સારૂં છે.

શેહેર—મણીપુર.

---

## પોર્ટુગીઝ ને ફ્રેંચનાં સંસ્થાનો.

પોર્ટુગાલ—ગોવા એ રાજધાની ત્યાં ગવર્નર રહેછે એ સિવાય દીવ ને દમણ છે.

ફ્રેંચ—પોંદીચેરી એ રાજધાની. ત્યાં તેનો ગવર્નર રહેછે. એ સિવાય—યાનાન, માહી, કારિકલ, ચંદ્રનગર છે.

—o—

## બેટો.

### લંકા.

આ બેટ અંગ્રેજ સરકારને તાબે છે. ત્યાં મહારાણી તરફથી જુદો ગવર્નર રહેછે. લંકાને સિંહલદ્વીપ પણ કહેછે. મધ્ય ભાગમાં દેશી રાજ્ય છે તેની રાજ્યધાની કાંડી છે. એ રાજા અંગ્રેજની આજ્ઞામાં રહેછે. ત્યાંના લોકો બૌદ્ધ ધર્મ પાળે છે.

મુખ્ય પેદાશ—તેજાનો, હાથી દાંત, મોતી વગેરે છે.

**બંદરો**—કોલંબો, પોઇંટદીગાલ, ત્રિકોમાલી, ને પોઇંટપ્રેદ્રો વગેરે,

### આંદેમાન.

એ બેટ છે. ગુનેગાર ને કાળેપાણીએ કાઢે છે, તે આ બેટમાં મોકલે છે.

શેહેર—પોર્તબ્લેર એ બંદર છે.

## સામાન્ય વર્ણન.

**મુખ્ય નદીઓ**—બ્રહ્મપુત્રા, સિંધુ, ગંગા, ગોદાવરી, કૃષ્ણા, કાવેરી, મહા, ઇરાવતી, જમના, નર્મદા, તાપી, ઘોગરા, ચંબલ, બેટવા, સતલજ, ચીનાબ, સોન, ભાગિરથી, પ્રાણહીતા, તુંગભદ્રા, રાપતી, પન્નાર, ભીમા, સરસ્વતી, સાબરમતી, બનાસ, લુણી, ઝેલમ, રાવી, બીઆસ, ગોમતી, ગંડકી, કોશકી, હુગલી, ક્ષિપ્રા, માંજરા, પેનગંગા, વાઇનગંગા, સવર્ણરેખા, અને વૈતરણી વગેરે ઘણીછે.

**પર્વતો**—હિમાલય, શિવાલીક, સાતપૂડા, વિંધ્યાચળ, સહ્યાદ્રી, પૂર્વઘાટ, હાલા, સુલેમાન, કારાકોરમ, અરવલ્લી, કૈમૂરનાડુંગર, આબુ, ગિરનાર, નિલગિરિ વગેરે.

**સરોવર**—ઢેબર, સાંભર, ચિલકા, કોલર, પુલીકાટ, લુનાર, મંચર એ ખારાં છે. વુલર એ મીઠું છે.

**ભૂશિર**—જગત પોઇંટ, દીવ, રામસ, કન્યાકુમારી, પાલમઈરા, નેગ્રાઈસ, પોઇંટદિગાલ, પોઇંટ પેદ્રો, અને પોઇંટ કાલીમેર

**અખાત**—કચ્છનો, ખંભાતનો, મનારનો, બાલાસોરનો, માર્ટાબાનનો, પાલમૈરાનો, તથા બંગાળાનો ઉપસાગરછે.

**પવિત્ર નદીઓ**—બ્રહ્મપુત્રા, સિંધુ, ગંગા, ગોદાવરી, કૃષ્ણા, જમના, નર્મદા, સરયુ, ભાગિરથી, ગોમતી, તાપી વગેરે.

**દ્વીપો**—લંકા, આંદેમાન, નીકોબાર, માલદીવ, લક્ષદીવ, મનાર, રામેશ્વર, મુંબાઇ, રાગરી, ચેદુબા, સંડોવે, શાહપુરી, સાષ્ટી, વસાઇ, ઘારાપુરી, કરંજે, અને મૂગવી બેટનું ટોળું વગેરે.

**સામુદ્રધુની**—પાકની અને મનારની.

**હવા ખાવાનાં સ્થળ**—શિમલા, દાર્જીલીંગ, માથેરાન, નીલગિરિ, મરી, કાસ્મીર, આબુ, મહાબળેશ્વર, ડીંડીગલ, પુરંધર, ડાળા, ઉતકમંડ, ડુંગાર અને હજારીબાગ વગેરે.

**દ્વિપકલ્પ**– કાઠિયાવાડ, ને દક્ષિણ હિંદુસ્તાન.

**ફ્રેંચનાં સંસ્થાન**—પોંદીચેરી, માહી, કારિકલ, યાનાન, ને ચંદ્રનગર વગેરે.

**ફિરંગીનાં સંસ્થાન**—દીવ, દમણ ને ગોવા.

**હબશીનાં રાજ્ય**—જાફ્રાબાદ ને જંજીરા એ ધણી આમતા નથી.

**બંદરો**—કરાંચી, શાહબંદર, માંડવી, પોરબંદર, વેરાવળ, મહુવા. ઘોઘા, ભાવનગર, ધોલેરા, ખંભાત, ભરૂચ, સૂરત, વલસાડ, દમણ, વસાઈ, મુંબાઈ, રાજાપુર, રત્નાગીરી, વિજયદુર્ગ, કારવાડ, હોનાવર, મેંગલૂર, કાનાનોર, માહી, કાલીકટ, બેપુર, કોચિન, તુતુકુંડી, પોંદીચેરી, મદ્રાસ, મછલીપટ્ટણ, વિસાગાપટ્ટણ, ગંજામ, જગન્નાથ, બાલાસોર, પોર્ટોનોવો, ટ્રાંકીબાર, કારીકલ, કટક, ચીતાગોંગ, કલકત્તા, મતલાહ, વસાઈ, રંગુન અને મુલમૈન વગેરે.

**જાત્રાનાં ઠેકાણાં**—દ્વારકાં, પ્રભાસપાટણ, ગિરનાર, શેત્રુંજો, ચાણોદકરનાળી, નાશીક, પંઢરપૂર, રામનાથ, જગન્નાથ, ગયા, પ્રયાગ, કાશી, મથુરા, અયોધ્યા, બદ્રિનાથ, કેદારનાથ, પુષ્કરજી વગેરે.

**દેશી રાજ્યો**—કાશ્મિર, સિકિમ, કુચબીહાર, મણીપુર, ખાસ્યા, ટિપરા, જયપુર, રેવા, બુદેલખંડ, તહરી, પના, રામપુર, ગ્વાલીયર, માળવા, પત્યાલા, જીંદ, નભા, કપરથલા, ફરિદકોટ, કળશીઆ, ભાવલપુર, ભોપાળ, જાંબુઆ, ઉદેપુર, જોધપુર, ખૈરપુર, ભાવનગર, જુનાગઢ, નવાનગર, ધ્રાંગધ્રા, ગોંડલ, મોરબી, કચ્છ, પાલણપુર, રાધણપુર, મહીકાંઠો, રેવાકાંઠો, પંચમહાલ, વડોદરા, ખંભાત, કોલ્હાપુર, સાંગલી, જમખંડી, મહીસૂર, હૈદ્રાબાદ, ત્રાવણકોર, કોચીન, બુંદીકોટા ઇત્યાદી ૧૬૦ મોટાં દેશી રાજ્ય છે.

**સ્વતંત્ર રાજ્યો**—નેપાળ, ભૂતાન.

**લશ્કરી છાવણીઓ**—મુંબાઈ, પુના, માલેગાગ, ડીસા, સાદરા, ખંભાત, નારૂકોટ, રાજકોટ, ભૂજ, હૈદ્રાબાદ, બેંગલોર, મદ્રાસ, કલકત્તા, જાલના, સિકંદ્રાબાદ, ગાહુ, નશીરાબાદ, પ્રયાગ, કામ્પટી, લાહોર, ઇંદોર, નિમચ, નાગપૂર, અમદાવાદ, વડોદરા, બેહરામપુર, દીનાપુર, પટણા, કાનપુર, મીરત, દિલ્હી, શમલા, ગાંહુ, દલીચપુર, આરકાટ, કરાંચી, બરાકપુર, ગ્વાલીયર, અને બુરાનપુર વગેરે.

**બ્રિટિશ બારપ્રાંતો**—(૧) મદ્રાસ ઈલાકો, (૨) મુંબાઇ ઇલાકો, (૩) બંગાળા ઈલાકો, (૪) આગ્રા ઇલાકો, (૫) પંજાબ ઈલાકો, (૬) અયોધ્યા, (૭) મધ્યપ્રાંતો, (૮) આસામ, (૯) વરાડ, (૧૦) અજમેર, (૧૧) કુર્ગ, (૧૨) બ્રહ્મદેશ. એ બાર પ્રાંત અંગ્રેજે પાડેલાં છે.

## મોટી નદીઓ ઉપરનાં શેહેરો.

૧ **બ્રહ્મપુત્રા**—એ ટિબેટનાં માનસરોવરમાંથી નીકળી બંગાળાના ઉપસાગરને મળે છે તેનાપર તેજપુર, ગૌહત્તી, નવાગામ, ધાકા, ગોહાત્તરી, દરંગ, રંગમતી, જમાલપુર વગેરે.

૨ **સિંધુ**—હિમાલય પર્વતમાંથી નીકળી આરબી સમુદ્રને મળે છે તેનાપર લેહ, અટક, કાલાબાગ, ડેરા ઇસ્માલખાન, ડેરા ગાજીખાન, મિટનકોટ, શિકારપૂર, સક્કર, બક્કર, રૌરી, સેવાન, હાલા, હૈદ્રાબાદ, ઠઠ્ઠા, કરાંચી, માઆણી, અને કોત્રી વગેરે.

૩ **ગંગા**—એ હિમાલયનાં ગંગોત્રી શિખરમાંથી નીકળી, બંગાળી ઉપસાગરને મળે છે. તેનાપર બદ્રિનાથ, શ્રીનગર, હરિદ્વાર, મિરત, ફરૂકાબાદ, કનોજ, કાનપુર, ફતેપુર, અલ્હાબાદ, મીરજાપુર, કાશી, ગાજીપુર, ચુનાર, બકસાર, દીનાપુર, પટણા, મોંગીર, ભાગલપુર,

રાજમહાલ અને મુર્શિદાબાદ વગેરે.

૪ ઇરાવતી—એ હિમાલય પર્વતમાંથી નીકળી, બંગાળાના ઉપસાગરને મળે છે તેના ઉપર પ્રોમ, વસાઇ, અને રંગુન વગેરે.

૫ મહા—મધ્યપ્રાંતમાંથી નીકળી બંગાળાના સમુદ્રને મળે છે તેનાપર સંબલપુર અને કટક વગેરે છે.

૬ ગોદાવરી—સહ્યાદ્રિ પર્વતમાંથી નીકળી બંગાળાના ઉપસાગરને મળે છે. તેનાપર નાશિક, પૈઠણ, નાંદેડ, નિર્મળ, રાજમેહેંદ્રિ, ને યાનાન વગેરે શેહેરો છે.

૭ કૃષ્ણા—એ સહ્યાદ્રિ પર્વતમાંથી નીકળી બંગાળાના ઉપસાગરને મળે છે. તેનાપર વાઇ, કન્હાડ, ને મછલીપટ્ટણ વગેરે શેહેરો છે.

૮ કાવેરી—એ સહ્યાદ્રિ પર્વતમાંથી નીકળી બંગાળાના સમુદ્રને મળે છે. તેનાપર શ્રીરંગપટ્ટણ, ત્રીચીનાપલ્લી, ને ત્રાંકવીબાર વગેરે.

૯ જમના—એ હિમાલયનાં જમ્નોત્રી શિખરમાંથી નીકળી ગંગાને મળે છે. તેનાપર શાહરાનપુર, કર્નાલ, પાણીપત, દિલ્હી, મથુરાં, આગ્રા, કાલ્પી, ઇટાવા, અલ્હાબાદ, અને હમીરપુર વગેરે.

૧૦ સતલજ—એ રાવણહ્રદ સરોવરમાંથી નીકળી સિંધુ નદીને મળે છે. તેનાપર સિમલા, લુધ્યાના, અલિવાલ, સોબ્રાઓન, ફીરોજપુર, ભાવલપુર, અને ઉચ વગેરે.

૧૧ ઘોગરા—હિમાલયમાંથી નીકળી ગંગાને મળે છે. તેનાપર અયોધ્યા ને ફૈજાબાદ.

૧૨ બેટવા—માળવામાંથી નીકળી જમનાને મળે છે તે પર ભેલસા ને જાંસી.

૧૩ નર્મદા—સાતપૂડા પર્વતમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. તેનાપર જબલપુર, હુસેંગાબાદ, નિમાળ, મંડળેશ્વર, આશોદ

કન્યાળી, નાંદોદ, ને ભરૂચ વગેરે.

**૧૪ તાપી**—એ સાતપૂડા પર્વતમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે તેનાપર બુરહાનપુર, સુરત, ઈલીચપુર, ને રાંદેર વગેરે છે.

**૧૫ મહી**—માળવાના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે તેનાપર લુંણાવાડા ને ખંભાત.

**૧૬ સાબરમતી**—ઢેબર સરોવરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે તેનાપર સાદરા ને અમદાવાદ.

**૧૭ ભાદર**—એ ગદાવનના ડુંગરમાંથી નીકળી આરબી સમુદ્રને મળે છે તેનાપર જસદણ, જેતપુર, કુતીઆણા ને નવી બંદર.

## નદીઓના સંગમ.

**બ્રહ્મપુત્રાને**—શૂરગા.

**સિંધુને**—કાબૂલ ને સતલજ.

**ગંગાને**—જમના, શોણ, ગંડકી, ગોગરા, રામગંગા, કોશકી, ગોમતી, ભાગિરથી, ને હુગલી.

હુગલીને—રૂપનારાયણ, કુશી, ને દામોદરા વગેરે.

ગોદાવરીને—પૂર્ણા, માંજરા, વર્ધા, વાઇનગંગા, પેનગંગા ને પ્રાણહિતા.

કૃષ્ણાને—મલપ્રભા, ભીમા, તુંગભદ્રા, ઘટપ્રભા, વારણા, મુસી વગેરે.

જમનાને—ચંબલને બેટવા.

સતલજને—બીયાસ ને ચીનાબ.

ચિનાબને—જેલમ ને રાવી.

ગોગરાને—રાપતી.

## નદીઓનાં મૂખ.

બંગાળાનો ઉપસાગરને—કાવેરી, કૃષ્ણા, ગોદાવરી, પન્નાર, ગં-

કલાકામા, પુલાર, ગઢા, વૈતરણી, બ્રાહ્મણી, સુવર્ણરેખા, ગંગા, હુ-ગલી, અને બ્રહ્મપુત્રા વગેરે.

ખંભાતના અખાતને—સાબરમતી, મહી, નર્મદા, તાપી, ઢાઢર, કીમ, સુખભાદર, અને શેત્રુંજી વગેરે.

કચ્છના રણને—મચ્છુ, ફલકુ, બાંભણ, બનાસ, સરસ્વતી, ને લુણી વગેરે.

આરબી સમુદ્રને—સિંધુ, ભાદર, ને દમણગંગા વગેરે.

માર્ટાબાનના અખાતને—ઇરાવતી.

## બેવડાં ગામનાં નામ.

કાશી-વાણારશી, બનારસ. અલ્હાબાદ-પ્રયાગ. કાશ્મીર-શ્રીનગર મુર્શિદાબાદ-કાશિમબજાર. બીઆ—બારા. પોરબંદર-સુદામાપુરી. સિંહલદ્વીપ-લંકા, સિલોન. અયોધ્યા-ઔદ. જગદલપુર-બસ્તાર. દિલ્લી—હસ્તીનાપુર. દેવગિરિ—દોલતાબાદ. બેદનુર-નગર. ઝાલરાપાટણ—ઝાલાવાડ. પુષ્કરજી-પોકર. પટણા—પાટલીપુત્ર. બ્રહ્મપુત્રા-સાંપુ, મેઘના. અમદાવાદ-રાજનગર. કરાંચી-દેવલગામ. નગરઠઠ્ઠા—બ્રાહ્મણાબાદ. નવાનગર-જામનગર. કાઠીઆવાડ-સૌરાષ્ટ્ર. સહ્યાદ્રિ-પશ્ચિમઘાટ. રાજમહાલ-અકબરાબાદ. સિંધુ-અટક, ઇંડસ. કાંજેવરમ—કાંચી. પોંદિચેરી—પુંદુશ્રી. ગોવા—પંજાર.

## વખણાએલી વસ્તુ વાળાં સ્થળો.

કાશ્મીર——શાલ. પંજાબી——શાલબ.
વિકાનેર——સાંઢણીઓ. મારવાડ—ઊંટ ને આરસ પહાણ.
જયપુર—શેહેરની બાંધણી, ચિત્ર. શિરોહી——તરવાર.
સૂરત—જરકી, જમણ. રતલામ ને માળવા—અફીણ.

વરાડ ને રાણીગંજ—કોયલા. પના ને ગોવળકોંડા—હીરા.
લંકા—હાથી, હાથીદાંત, તેજાનો ને મોતી. તુતુકુંડી——મોતી.
ઉમરાવતી, અકોલા, ધારવાડ, ધોલેરા, ખંડવા—રૂ. બાલ—ઘઉં.
જામનગર—કંકુ, બાંધણી, બંદૂક. કાઠીઆવાડ પ્રાંત—ફાંળી.
ઝાલાવાડ——રમકડાં. પુના, નાશિક—ત્રાંબા પીતળનાં વાસણ.
પુના—નાગરવેલનાં પાન. બંગાળા—ખાંડ ને ચોખા.
ખંભાત—સુત્રફેણી. પેથાપુર—સાડીઓ ને બંદૂક.
નાગપુર—ધોતી જોટા. પાટણ—પટોળાં, સાડીઓ, માટીનાં વાસણને સુડીઓ.
આત્રસુંબા—છરા, લોઢી, છરી. કપડવંજ—કાચ ને સાબુ.
પેંઠ—પાઘડી. બુરાનપુર—રેશમ.
કાઠીઆવાડ ને કચ્છના—ઘોડા. ભૂજ ને હૈદ્રાબાદ (સિંધનું)—સોનેરી ભરત.
કુંદાપુર ને મેંગલુર—સોપારી. અમદાવાદ=રેશમી કાપડ.
મથુરાં——પેંડા. ઓઢીઆ—લોઢું.
કડી—બળદ. હિમાલય—ચા.
આસામ—ભેંસો, ઢાકા—સાબુ ને મલમલ.

---

## વ્યાકરણ.

પ્ર૦ વ્યાકરણ શીખવવાથી શો ફાયદો?

ઉ૦ શુદ્ધ બોલતાં તથા લખતાં આવડે. અજ્ઞાની લોકો કેટલીક વખત એવા વાક્યો બોલે છે કે તેનો અર્થ પણ સમજાતો નથી, તેમ વખતે અર્થનો અનર્થ થાય છે. એ સર્વ પીડા વ્યાકરણ શીખવવાથી દૂર થાય છે.

પ્ર૦ વ્યાકરણના કેટલા ભાગ પડેલા છે, અને કયા?

ઊ૦ ચાર. ૧ **અક્ષરવિચાર, ૨ શબ્દવિચાર, ૩ વાક્યવિચાર, ૪ કવિતાવિચાર.**

પ્ર૦ અક્ષર એટલે શું?

ઊ૦ આપણા ગળામાંથી ટુંકામાં ટુંકો જે ઉચ્ચાર નીકળે છે તેનું નામ અક્ષર.

પ્ર૦ અક્ષરના કેટલા ભાગ છે તેના નામ તથા વ્યાખ્યા આપો?

ઊ૦ બે. **મૂળાક્ષર** અને **જોડાક્ષર.** મૂળાક્ષર એટલે જેના રૂપમાં કાંઈ ફેરફાર ન થાય તે. જેમ ક ખ્ ગ્ ઘ્ વગેરે. તેના બે ભાગ છે. **સ્વર ને વ્યંજન.**

જોડાક્ષર એટલે જ્યારે બે અથવા વધારે વ્યંજનો ભેગા થાય છે ને તેની વચમાં સ્વર હોતો નથી ત્યારે જોડાક્ષર થાય છે. જેમ **प्र, स्म,** ઇત્યાદિ.

પ્ર૦ **સ્વર** અને **વ્યંજન** એટલે શું? અને તે કેટલા છે?

ઊ૦ જેનો ઉચ્ચાર કોઇની સહાયતા વિના થઇ શકે છે તેને **સ્વર** કહે છે. તે બાર છે. **अ, आ, इ, ई, उ, ऊ, ए, ऐ, ओ, औ, अं, अः**

જેનો ઉચ્ચાર સ્વરની સહાયતા વિના થતો નથી તેને **વ્યંજન** કહે છે. ક, ખ, ગ, વગેરે ૩૪ અક્ષરો છે તે.

પ્ર૦ શબ્દ એટલે શું?

ઊ૦ એક કે તેથી વધારે અક્ષરો મળ્યા હોય અને કાંઇ પણ અર્થ સમજાય તેને શબ્દ કહેવો.

પ્ર૦ શબ્દના કેટલા ભાગ છે? તેના નાગ તથા વ્યાખ્યા આપો?

ઊ૦ પાંચ ભાગ છે ૧ **નામ,** ૨ **સર્વનામ,** ૩ **વિશેષણ,** ૪ **ક્રિયાપદ,** ૫ **અવ્યય.**

જે પ્રાણી પદાર્થ હોય, કે જેને લગતા વિચાર આદિ બીજા શબ્દો હોય તે **નામ** કહેવાય.

જે શબ્દ બીજા નામને ઠેકાણે વાપરી શકાય, તે **સર્વનામ** કહેવાય.

જે શબ્દો બીજા શબ્દનો ગુણ અથવા સંખ્યા બતાવે, તે **વિશેષણ** કહેવાય.

જે શબ્દો કરવું, ચાલવું, થવું, ભોગવવું વગેરે કાંઇ પણ ક્રિયાનો અર્થ બતાવે, તેવા શબ્દો **ક્રિયાપદ** કહેવાય.

જે શબ્દમાં કાંઈ પણ ફેરફાર ન થાય, તે શબ્દ **અવ્યય** કહેવાય.

## જાતિ વિષે.

પ્ર૦ જાતિ કેટલી છે તેના નામ તથા વ્યાખ્યા આપો?

ઊ૦ જાતિ ત્રણ છે. **૧ નર, ૨ નારી, ૩ નાન્યતર.** નરજાતિ એટલે જે નરની પેઠે બોલાય, જે શબ્દને **કેો** લાગે તે. નારી જાતિ એટલે જે શબ્દ નારીની પેઠે બોલાય, અને જેને કેવી લાગે તે. નાન્યતર જાતિ એટલે જે શબ્દ નર કે નારી જાતિમાં બોલાતો ન હોય અને જેને કેવું લાગે તે.

## વિભક્તિ.

પ્ર૦ **વિભક્તિ** એટલે શું? અને તે કેટલી છે? તેના નામ તથા પ્રત્યય આપો?

ઊ૦ **વિભક્તિ** એટલે એક શબ્દનો બીજા શબ્દ સાથે ક્રિયા વગેરેનો સંબંધ બતાવનાર પ્રત્યય સાથે શબ્દના રૂપ. વિભક્તિ સાત છે.

૧ લીનો પ્રત્યય નથી. ૫ મીનો **થી, થકી.**

૨ જીનો **ને.** ૬ ઠ્ઠીનો **નો, ની, નુ, ના, નાં.**
૩ જીનો **એ.** ૭ મીનો **માં.**
૪ થીનો **ને,** માટે, સારૂ.

પ્ર૦ બીજી અને ચોથી વિભક્તિનો **ને** પ્રત્યય કેમ ઓળખાવ?

ઊ૦ **ને** પ્રત્યય પછી કાજે, માટે, વાસ્તે, લીધે, સારૂ, અર્થે એવા શબ્દો આવેલ હોય, અગર લાગતા હોય, ત્યારે ચોથી વિભક્તિ કહેવી, નહિ તો બીજી વિભક્તિ જાણવી. જેમ ચીમનને માટે મોતી લાવો. એમાં ચીમનને ચોથી વિભક્તિ, અને ચીમનને ચોપડી આપો. એ ઠેકાણે ચીમનને બીજી વિભક્તિ.

પ્ર૦ 'દુલેરાય' ને સાતે વિભક્તિના પ્રત્યય લગાડો.

ઊ૦ ૧ લી—દુલેરાય
૨ જી—દુલેરાયને
૩ જી—દુલેરાયે
૪ થી—દુલેરાયને સારૂ
૫ મી—દુલેરાયથી. થકી.
૬ ઠી—દુલેરાયનો, ની, નુ, ના, નાં
૭ મી—દુલેરાયમાં

**વચન.**

પ્ર૦ વચન કેટલાં છે, તેનાં નામ તથા વ્યાખ્યા આપો?

ઊ૦ બે, ૧ **એકવચન** ૨ **બહુવચન** જેમાં એકપણું હોય તે એકવચન, ને જેમાં એકથી વધારેપણું હોય તે બહુ વચન. જેમ પાટીઉં એક વચન, પાટીઆં બહુ વચન.

પ્ર૦ 'પેન' એ શબ્દને એક વચને બહુ વચનમાં સાતે વિભક્તિ લગાડો?

ઊ૦ વિભક્તિ એક. બહુ
૧ લી—પેન—પેનો
૪ થી—પેનનેસારૂ—પેનોને સારૂ
૫ મી—પેનથી, થકી—પેનોથી, થકી

૨જી—પેનને—પેનોને ૬ ઠી—પેનનો ની, નું, ના,—પેનોના ની, ઇ.
૩ જી—પેને—પેનોએ ૭ મી—પેનમાં—પેનોમાં

## નામ વિષે.

પ્ર૦ નામના પ્રકાર કેટલાક છે, તેનાં નામ તથા વ્યાખ્યા આપો?
ઊ૦ બે. **પેહેલો** અને **બીજો.**

વિભકિત અને બહુવચનના પ્રત્યયો લગાડવાથી જેના રૂપમાં ફેરફાર થાય તે **પહેલા પ્રકારનું નામ**. જેમ છોકરો એને પાંચમી વિભકિત લગાડી તો છોકરાથી થયું. તેમાં મૂળ શબ્દ છોકરો હતો તેનું છોકરા થયું. માટે પહેલો પ્રકાર.

વિભકિત અને બહુ વચનના પ્રત્યયો લગાડવાથી જેના રૂપમાં ફેરફાર ન થાય તે **બીજા પ્રકારનું નામ.** જેમ લાડુ એને બીજી વિભકિતનો **ને** પ્રત્યય લગાડ્યો તો લાડુને થયું.
તેમાં મૂળ શબ્દ લાડુનો લાડુજ રહ્યો. માટે બીજા પ્રકારનું નામ.

## સર્વનામ.

પ્ર૦ સર્વનામના કેટલા પુરૂષ છે?
ઊ૦ ત્રણ. પેહેલો પુરૂષ હું, બીજો પુરૂષ તું, ત્રીજો પુરૂષ તે.
પ્ર૦ મુખ્ય સર્વનામ કેટલાછે તેનાં નામ આપો?
ઊ૦ સાત છે. હું, તું, તે, આપણ, આપ, પોતે, કોણ.
પ્ર૦ હું, તું, તે, આપણ, આપ, પોતે અને કોણ ને એકવચન અને બહુવચનમાં ત્રણે જાતિમાં સાતે વિભકિતના પ્રત્યય લગાડો!
ઊ૦ પહેલો પુરૂષ 'હું'

નર, નારી, તથા નાન્યતર જાતી.

| એકવચન | બહુવચન. |
|---|---|
| ૧લી—હું. | અમે. |

| | |
|---|---|
| ૨જી—મને, મારે. | અમને, અમારે. |
| ૩જી—મેં, મારે. | અમે, અમારે. |
| ૪થી—મારે માટે, સારૂ. | અમારે માટે સારૂ. |
| ૫ મી—મારાથી, મજથી, હુંથી. | અમારાથી, અમથી. |
| ૬ઠી—મારો વગેરે. | અમારો વગેરે. |
| ૭મી—મારામાં. | અમારામાં. |

બીજો પુરૂષ 'તું.'
નર નારી ને નાન્યતર જાતિ.

| એક વચન. | બહુ વચન. |
|---|---|
| ૧લી—તું. | તમે |
| ૨જી—તને. | તમોને. |
| ૩જી—તેં, તારે. | તમે, તમારે. |
| ૪થી—તારે માટે સારૂ. | તમારે માટે સારૂ. |
| ૫મી-તારાથી, તુંથી, તજથી, થકી. | તમારાથી, તમથી, થકી. |
| ૬ઠ્ઠી—તારો વગેરે. | તમારો વગેરે. |
| ૭મી—તારામાં. | તમારામાં. |

ત્રીજો પુરૂષ 'તે.'
નર નારીને નાન્યતર જાતિ.

| એક વચન. | બહુ વચન. |
|---|---|
| ૧લી—તે. | તેઓ. |
| ૨જી—તેને. | તેઓને. |
| ૩જી—તેણે. | તેમણે. |
| ૪થી—તેને માટે સારૂ. | તેઓને માટે સારૂ. |
| ૫મી—તેથી, થકી. | તેઓથી, થકી. |

૬ઠ્ઠી—તેનો, ની, ના, નાં. તેઓનો, ની, ના, નાં.
૭મી—તેમાં. તેઓમાં.

'આપણ' પેહેલા પ્રકારનું બીજે રૂપે ત્રણે જાતિનું બહુ વચન છે.

૧ આપણે, આપણ. ૨ આપણને. ૩ આપણે ૪ આપણે માટે સારૂ. ૫ આપણાથી, થકી. ૬ આપણો, ણી, ણુ, ણા, ણાં. ૭ આપણામાં.

'આપ' બીજા પુરૂષનું ત્રણે જાતિનું એક વચન છે.
૧ આપ, ૨ આપને, ૩ આપે, ૪ આપને માટે સારૂ, ૫ આપથી, થકી, ૬ આપનો, ની, નું, ના, નાં, ૭ આપમાં.

'પોતે' ત્રણે પુરૂષ, બંને વચન તથા ત્રણે જાતિમાં વપરાય છે. ૧ પોતે, ૨ પોતાને, ૩ પોતે, ૪ પોતાને માટે સારૂ, ૫ પોતાથી, થકી, ૬ પોતાનો, ની, નું, ના, નાં ૭ પોતામાં.

'કોણ' એ ત્રણે જાતિ, બંને વચન અને ત્રીજા પુરૂષમાં આવે છે. ૧ કોણ, ૨ કોને, કેને, ૩ કોણે, કેણે, ૪ કોને સારૂ, કેને માટે. ૫ કોનાથી થકી, કેનાથી થકી, ૬ કેનો, કેનાં, ૭ કોનામાં, કેનામાં.

## વિશેષણ.

પ્ર૦ વિશેષણના કેટલા પ્રકાર છે, તેનાં નામ તથા વ્યાખ્યા આપો?

ઉ૦ બે. ૧ પહેલો ૨ બીજો. જે વિશેષણને જાતિ દર્શક ઓ, ઇ, ઉ વગેરે પ્રત્યય લાગે છે તે **પહેલા પ્રકારનુ**, જેમ રાતો, રાતી, રાતું. વગેરે. અને જે ત્રણે જાતિમાં ફરે નહિ તે **બીજા પ્રકારનું**. જેમ સફેદ, ગોળ વગેરે.

પ્ર૦ વિશેષ્ય એટલે શું?

ઊ૦ વિશેષણ જે શબ્દનો ગુણ સંખ્યા વગેરે બતાવે તે શબ્દને વિશેષ્ય કહેવું.

પ્ર૦ વિશેષણ ને વિશેષ્ય પ્રમાણે શું કહેવું જોઇએ?

ઊ૦ જાતિ, વચન અને વિભક્તિ.

## ક્રિયાપદ.

પ્ર૦ ક્રિયાપદના કેટલા પ્રકાર છે, તેનાં નામ તથા વ્યાખ્યા આપો?

ઊ૦ બે. ૧ **અકરમક**, ૨ **સકરમક**. અકરમક ક્રિયાપદ એટલે જેની કર્ત્તાની ક્રિયા કર્ત્તામાં રહીને બીજાને લાગુ પડતી નથી તે. જેમ જા, બેસ, પડ, સંતા વગેરે.

સકરમક ક્રિયાપદ એટલે જેના કર્ત્તાની ક્રિયા બીજાં માણસ અથવા વસ્તુપર લાગુ પડેછે તે. જેમ લખ, બોલાવ, ફેરવ વગેરે.

પ્ર૦ અકરમક ને સકરમક ક્રિયાપદ ઓળખવાની રીત બોલો?

ઊ૦ ધાતુ ઉપર નાર પ્રત્યય મૂકી કોણનો સવાલ પૂછવો, પછી વાનું પ્રત્યય મુકી શું નો સવાલ પૂછવો. જો બંનેનો જવાબ એકજ આવે તો અકરમક ક્રિયાપદ, નહિં તો સકરમક ક્રિયાપદ કહેવું. જેમ જા ધાતુ છે તેને સવાલ પૂછીએ તો જનાર કોણ? માણસ. જવાનું શું? માણસ. બંનેનો જવાબ એક આવ્યો માટે જા ધાતુ અકરમક ક્રિયાપદ કહેવાય. હવે લખ ધાતુને સવાલ પુછીએ. લખનાર કોણ? માણસ. લખવાનું શું? કાગળ. એમાં જૂદા જૂદા જવાબ નીકળ્યા માટે તે સકરમક ક્રિયાપદ કહેવાય.

પ્ર૦ ક્રિયાપદનો ધાતુ શી રીતે શોધવો?

ઊ૦ ક્રિયાપદની મૂળ ક્રિયા પકડવી જેમકે આપશે, આપતો, આપજે તેમાં મૂળતો આપવાનું આવ્યું ત્યારે તેનો ધાતુ આપ.

પ્ર૦ ભેદ એટલે શું? તેનાં નામ તથા વ્યાખ્યા આપો?

ઉ૦ ભેદ એટલે પ્રકાર. ક્રિયાપદને કાળના પ્રત્યય લગાડવાના બે પ્રકાર છે, તેને ભેદ કહે છે. (૧) **મૂળભેદ**, (૨) **શક્યભેદ**. મૂળભેદ એટલે છે, **હતું** અથવા **થશે એવું નક્કી** બતાવે તેને મૂળભેદ જાણવો. મૂળ ધાતુને કાળના પ્રત્યય લાગે ત્યારે મૂળભેદ કહેવાય છે. શક્યભેદ એટલે પોતે કામ કરાવવાને શક્તિમાન છે એવું જે ક્રિયાપદ બતાવે તે શક્યભેદ કહેવાય. જે ધાતુ ગરડાઈને બોલાય તે શક્યભેદ. જેમ ખાધું એ મૂળભેદ, અને ખવાયું એ શક્યભેદ.

પ્ર૦ કાળ એટલે શું?

ઉ૦ કાળ એટલે સમય અથવા વેળા. ક્રિયાને અંગે વખત લાગેલો હોય એટલે ક્રિયા ક્યારે બની તે જણાવનારને તેનો **કાળ** કહે છે.

પ્ર૦ કાળના મુખ્ય ભાગ કેટલા છે તેનાં નામ, તથા પેટા ભાગનાં નામ અને તેની વ્યાખ્યા આપો?

ઉ૦ મુખ્ય કાળ ત્રણ છે. (૧) **વર્તમાન કાળ**, (૨) ભૂતકાળ, (૩) **ભવિષ્યકાળ**.

વર્તમાનકાળના ત્રણ પેટા ભાગ છે (૧) **વર્તમાનકાળ**. (૨) **અનિયમિત વતમાનકાળ**, (૩) **વિધિ વતમાન કાળ**.

ભૂતકાળના પેટા ભાગ ત્રણછે. (૧) ભૂત**કાળ**, (૨)**અનિયમિત** ભૂત**કાળ**, (૩) **સંકેત** ભૂત**કાળ**.

**ભવિષ્ય કાળના** પેટા ભાગ નથી.

(૧) **વર્તમાન કાળ** એટલે ક્રિયાપદનો ચાલતો વખત બતાવે છે તે.

(૨) **અનિયમિત વર્તમાન કાળ** એટલે હુકમ કરતી વખતે,

અથવા રજા લેતી વખતે વપરાયછે તે જેમ તું કામ કર, હું જાઉં.

(૩) **વિધિ વર્તમાન કાળ** એટલે રીત બતાવનાર કાળ. આ કાળમાં વિધિ સાથે હુકમ બતાવે છે. જેમ આ કામ તારે કરવું. (કરવું.)

(૪) **ભૂતકાળ** એટલે જે ક્રિયાપદ ગયો વખત બતાવે તે.

(૫) **અનિયમિત ભૂતકાળ** એટલે અમુક વખત સુધી કામ ચાલતું હતું તે બતાવે છે તે. જેમ જ્યારે તે નાની ઉંમરનો હતો ત્યારે રોજ નિશાળે જતો. (જતો.)

(૬) **સંકેત ભૂતકાળ** એટલે જેમાં કાંઇ પણ સરત કરવામાં આવેછે તે. જેમ તમે કહ્યું હોત તો હું આવત. (આવત.)

(૭) **ભવિષ્ય કાળ** એટલે આવતો વખત બતાવે તે.

પ્ર૦ સાતે કાળના પ્રત્યયો આપો?

ઉ૦ વર્તમાનકાળ—છું, છે, છો. અનિયમિત વર્તમાનકાળ—ઉં, યે. વિધિ વર્તમાનકાળ—નો, વી, વું. ભૂતકાળ—યો, ઈ, યું, તો, તી, તું, ધો, ધી, ધું, ઠો, ઠી, ઠું, ણો, ણી, ણું. અનિયમિત ભૂતકાળ—તો, તી, તું. સંકેત ભૂતકાળ—ત. ભવિષ્યકાળ-શે, જે.

પ્ર૦ ચાલ ધાતુ ને સાતે કાળ લગાડો?

ચાલુંછું, ચાલેછે, વર્તમાનકાળ. ચાલું, ચાલે, અનિયમિત વર્તમાનકાળ. ચાલવું, વિધિવર્તમાનકાળ. ચાલ્યો, ચાલી, ચાલ્યું, ભૂતકાળ. ચાલતો, ચાલતી, ચાલતું, અનિયમિત ભૂતકાળ. ચાલત, સંકેત ભૂતકાળ [illegible] જે, ભવિષ્ય કાળ.

પ્ર૦ અવ્યયના બે [illegible] વ્યાખ્યા આપો?

ઉ૦ ચાર. (૧) ઉભયાન્વયી, (૨) કેવળ પ્રયોગી, (૩) શબ્દયોગી, (૪) ક્રિયાવિશેષણ અવ્યય.

**ઉભયાન્વયી અવ્યય** એટલે બે વાક્ય કે બે શબ્દ ને જોડનારો અવ્યય. જેમ લાડુ ને વાલ જમ્યા. એમાં **ને** શબ્દ લાડુ તથા વાલને જોડે છે, માટે ઉભયાન્વયી અવ્યય. દાખલા— અથવા, અને, એટલે, કદાસ, કદાચ વગેરે.

**કેવળપ્રયોગી અવ્યય એટલે** મનમાં હરખ, શોક, નવાઇ, ગભરાટ વગેરે ઉપજવાથી જે શબ્દ છૂટો બોલાયછે તે. જેમ હે ! એરે, અરેરે વગેરે.

**શબ્દયોગી** અવ્યય એટલે જે અવ્યય શબ્દને જોડાએલો છે, અને જેને ક્રિયાપદ સાથે સંબંધ છે તે. એટલે જે અવ્યયની પેહેલા છઠ્ઠી વિભક્તિ આવે તે. જેમ—અગાઉ, આગાડી, પાછળ, પૂંઠે ઇત્યાદિ.

**ક્રિયાવિશેષણ અવ્યય એટલે** જે અવ્યય વેળા, ઠેકાણું, રીત, ક્રિયા, [illegible], વગેરે બતાવતાં છતાં ક્રિયાપદનો ગુણ બતાવે છે તે. [illegible]—અત્યારે, આગળ, આમ, નહિ, જ, અધવચ વગેરે.

## કૃદંત.

પ્ર૦ કૃદંત કેને કહે [illegible]

ઉ૦ જ્યારે ઘણાં [illegible] સાથે આવે ત્યારે છેલ્લું ક્રિયાપદ કહેવાય, બાકીનાં સર્વ [illegible] કેવાય છે.

પ્ર૦ કૃદંતના મુખ્ય [illegible] પેટા ભાગ છે તેનાં નામ તથા પ્રત્યય આપો?

ઉ૦ ત્રણ છે કાળ એટલે ક્રિયા[illegible] (૨) કૃદંત વિશેષણ, (૩) કૃદંત ત્રમિત વર્તમાન કાળ એટ

કૃદંત નામના પ્રત્યય—વો, વી, વું. જેમ લખવો, લખવી, લખવું.

કૃદંત વિશેષણના પ્રત્યય—તો, તી, તું, ઠો, ઠી, ઠું, યો, યી, યું, લો, લી, લું, એલો, એલી, એલું, નારો, નારી, નારૂં, નાર.

કૃદંત અવ્યયના પ્રત્યય—ઈ, ઇને, તાં.

---

## ફાઇલ.

* આ ધોરણમાં સારા અક્ષરથી લખેલી ફાઇલ વંચાવાય છે, તેમાં કેટલાક શબ્દો બાંધેલા વપરાય છે; તે શબ્દ જાણવાની વિદ્યાર્થીને માત્ર જરૂર છે, જેથી તેમાંના કેટલાક શબ્દો આ ઠેકાણે લખ્યા છે.

| | | |
|---|---|---|
| સ૦=સરક્યુલર=ધારો. | હ૦=હજુત. | આ૦નં૦=આવકનંબર |
| સ૦=સરકારી. | આ૦=આસાર. | જા૦નં૦=જાવકનંબર. |
| સ૦=સબ=નાનો. | હ૦આ૦=હજુતઆસાર. | હુ૦=હુકમ. |
| સ૦=સને. | આ૦=આવક. | હુ૦નં૦=હુકમનંબર. |
| સા૦=-સાહેબ. | આ૦=આજમ. | ડે૦=ડેપ્યુટી. |
| ગુ૦=ગુજરાતી. | મે૦=મેહેરબાન. | એ૦=એજ્યુકેશનલ. |
| સ૦ગુ૦=સરકારી ગુજરાતી. | આ૦મે૦=આજમ મેહેરબાન. | ઈ૦=ઇન્સ્પેક્ટર. |
| ઈ૦=ઇસ્વી. | જા૦=જાવક. | રા૦=રાજ્યસ્થાન. |
| ઇ૦સ૦=ઇસ્વી સન. | નં૦ના૦=- | તા૦=તારીખ. |
| ઈં૦=અંગ્રેજી. | સ૦નં૦=સ | મુ૦મુ=મુકામ. |
| સ૦ડે૦એ૦ઈ=સબડેપ્યુટી એ- | | |

# અંગ્રેજી કોષ્ટકો.

## ઇંગ્લાંડમાં ચાલતું નાણું.

૪ ફાર્દિંગ=૧ પેની, પેન્સ.
૧૨ પેન્સ=૧ શિલિંગ.
૫ શિલિંગ=૧ ક્રૌન.
૨૦ શિલિંગ=૧ પૌંડ.
૨૧ શિલિંગ=૧ ગિનિ.

## ઇંગ્લાંડનું સાધારણ તોલ.

૧૬ ડ્રામ=૧ ઔંસ.
૧૬ ઔંસ=૧ પૌંડ, રતલ.
૧૪ પૌંડ=૧ સ્ટોન.
૨૮ પૌંડ=૧ ક્વાર્ટર.
૪ ક્વાર્ટર=૧ હંડ્રવેટ.
૨૦ હંડ્રવેટ=૧ ટન.
આ તોલને અંગ્રેજીમાં 'એવા· ડુંપાઇસ' વજન કહે છે.

## ઇંગ્લાંડમાં સોના રૂપાનું તોલ.

૨૪ ગ્રેન=૧ પેનીવેટ.
૧૨ પેનીવેટ=૧ ઔંસ.
૧૨ ઔંસ=૧ પૌંડ.
આ તોલને અંગરેજીમાં 'ટ્રાય' વજન કહે છે.

## અંગ્રેજી ઔષધ તોળવાનું.

૨૦ ગ્રેન=૧ સ્ક્રુપલ.
૩ સ્ક્રૂપલ=૧ ડ્રામ.
૮ ડ્રામ= ૧ ઔંસ.
૧૨ ઔંસ=૧ પૌંડ.
આ તોલને અંગ્રેજીમાં 'એપો· થે કરીઝ' વજન કહે છે.

## પ્રવાહી પદાર્થનું માપ.

૨ પૈંટ=૧ ક્વાર્ટ.
૪ ક્વાર્ટ=૧ ગ્યાલન.
૬૩ ગ્યાલન=૧ હાગઝેડ.
૨ હાગઝેડ=૧ પીપ.

## કોલસા માપવાનું.

૨ પૈંપ=૧ ક્વાર્ટ.
૪ ક્વાર્ટ=૧ ગ્યાલન.
૨ ગ્યાલન=૧ પેક.
૪ પેક=૧ બુશલ.
૮ બુશલ=૧ ક્વાર્ટર.
૫ ક્વાર્ટર=૧ ...ર.

## અંતર દેખાણો.

૧૨ ઇંચ=૧ ફુ

૩ ફુટ=૧ યાર્ડ.
પાા યાર્ડ=૧ પોલ.
૪૦ પોલ=૧ ફર્લાંગ.
૮ ફર્લાંગ=૧ મૈલ.
૩ મૈલ=૧ લીંગ.

**સરકારે ઠરાવેલું નવું માપ.**

૧૨ ઇંચ=૧ તસુ.
૨૪ તસુ અથવા ૨ ફુટ. } =૧ ગજ.
૧ાા ગજ=૧ વાર, યાર્ડ.

**લુગડાં ભરવાનું.**

૨ા ઇંચ=૧ નેલ.
૧૬ નેલ=૧ યાર્ડ.
૧ા યાર્ડ=૧ એલ.

**જમીનની લંબાઇનું માપ.**

૧૬ આના અથવા ૩૩ ફુટ } =૧ ગુંઠો.
૬૬ ફુટ=૧૦૦લીંગ=૧ સાંકળ.

**અંગ્રેજી ચોરસ માપ.**

··૪ ચોરસ ઇંચ=૧ ચો. ફુટ.
ચો. યાર્ડ.
પર્ચ, પોલ.
પોલ=૧ રુડ

૪ રુડ=૧ એકર.

**કાળનું (અંગ્રેજી.)**

૬૦ સેકન્ડ=૧ મિનિટ.
૬૦ મિનિટ=૧ અવર.
૨૪ અવર=૧ દિવસ.
૭ દિવસ=૧ અઠવાડીઉં.
૪ અઠવાડીયાં=૧ માસ.
૧૨ માસ=૧ વર્ષ.
૩૬૫ા દિવસ=૧ સૌર વર્ષ.

**અંગ્રેજી મહિનાનાં નામ તથા દિવસ.**

૧ જાનેવારી, ૩૧. ૭ જુલે. ૩૧.
૨ ફેબ્રુઆરી, ૨૮. ૮ આગષ્ટ, ૩૧.
૩ માર્ચ, ૩૧. ૯ સપ્ટેંબર, ૩૦.
૪ એપ્રીલ, ૩૦. ૧૦ અકટોબર, ૩૧
૫ મે, ૩૧. ૧૧ નવેંબર, ૩૦
૬ જુન. ૩૦. ૧૨ ડિસેંબર, ૩૧

**જુદા જુદા પરિમાણનો સંબંધ.**

ફાર્દિંગ=૨ પાઈ.
પેની, પેન્સ=૮ પાઈ,
શિલિંગ=૮ આના.

ક્રોન=૨॥ રૂપિઆ.
પૌંડ=૧૦ રૂપિઆ.
ગિની=૧૦॥ રૂપિઆ.
ટ્રોય પૌંડ=૩૨ રૂપિઆભાર.
૧ ગાઉ=૨॥ મૈલ.
૨૮૮ વિત્રા=૨૪૫ એકર.

૧ મિનિટ=૨॥ પળ.
૧ અવર=૨॥ ઘડી.

**હીરા તથા મોતીનું તોલ.**

૧૬ આના અથવા ૧૩॥ ચવ= ૧ રતિ.
૨૪ રતિ=૧ ટાંક.

---

# દેશી હિસાબ.

## શેરિઆં લેખાંની કુંચીઓ.

૧—જેટલે રૂપિએ શેર તેથી આઢીગણે દોકડે રૂપિયાભાર.
૨—જેટલે રૂપિએ શેર તેટલા આનાનું અધોળ, અને તેથી બમણા આનાનું નવટાંક.

## મણિકાં લેખાંની કુંચીઓ.

૧—જેટલે રૂપિએ મણ તે॥ આઢીગણે દોકડે શેર.
૨—જેટલે રૂપિએ મણ તેટલા આનાનું આઢી શેર.
૩—જેટલે રૂપિએ મણ તેટલી બદામનું રૂપિઆભાર.

## ખાંડીનાં લેખાંની કુંચીઓ.

૧—જેટલે રૂપિએ ખાંડી તેટલા આનાનું સવામણ.
૨—જેટલે રૂપિએ ખાંડી તેથી પાંચગણે દોકડે મણ.
૩—જેટલે રૂપિએ ખાંડી તેથી બમણી બદામે શેર.

## તોલાનાં લેખાંની કુંચીઓ.

૧—જેટલે રૂપિએ તોલો તેથી અરધે રૂપિએ ગદિઆણો.

૨—જેટલે રૂપિએ તોલો તેથી અરધે આને વાલ.
૩—જેટલે રૂપિએ તોલો તેથી બમણી પાઇએ રતી.
૪—જેટલે રૂપિએ તોલો તેથી અરધો પાઇએ ગગ.

## ગદિઆણાનાં લેખાંની કુંચીઓ.

૧—જેટલે રૂપિએ ગદિઆણો તેટલે આને વાલ.
૨—જેટલે રૂપિએ ગદિઆણો તેથી ચોગણી પાઈએ રતી.
૩—જેટલે રૂપિએ ગદિઆણો તેટલી પાઇએ ગગ.

## જમીનનાં લેખાંની કુંચીઓ.

૧—જેટલે રૂપિએ વીઘું તેથી પાંચ ગણે દોકડે વસો.
૨—જેટલે રૂપિએ વીઘું તેથી ૦। ગણે દોકડે વીસવાસી.
૩—જેટલે રૂપિએ વસો તેથી પાંચગણે દોકડે કાઠી.

## સેંકડાનાં લેખાંની કુંચીઓ.

૧—જેટલે રૂપિએ સેંકડો તેટલે દોકડે એક નંગ.

## હજારાં લેખાંની કુંચીઓ.

૧—જેટલે રૂપિએ હજાર તેથી દશગણે દોકડે ૧૦૦ નંગ.
૨—જેટલે રૂપિએ હજાર તેટલે દોકડે દશ નંગ.

## લૂગડાંનાં લેખાંની કુંચીઓ.

૧—જેટલા રૂપિએ ગજ તેટલા આનાની દોઢ તસુ.
૨—જેટલે રૂપિએ ગજ તેથી આઠગણી પાઇએ તસુ.
૩—જેટલે રૂપિએ ગજ તેથી ૧॥ ગણે રૂપિએ વાર.
૪—રૂપિઆનું જેટલા ગજ તેટલા તસુની આઠપાઇ.

## ચોરસ લાકડું માપવાની રીત.

પોહોળાઇના તસુ ને જાડાઇના તસુનો ગુણાકાર કરી, તેને લં-બાઇના ગજે ગુણવા. એ ગુણાકારને ત્રણે ભાંગતા જે આવે તે તઃ

સુ જાણવા. પછી તેને ચોવીસે ભાંગવાથી ગજ નીકળશે.

જો ફુટનું માપ હોય તો, પોહોળાઇ અને જાડાઈના ઇંચનો ગુણાકાર કરી, તેને લંબાઇના ફૂટે ગુણવા. ગુણાકાર ઇંચ આવશે, પછી તેને બારે ભાંગવાથી પાકા ઈંચ થશે એ પાકા ઈંચને ફરી બારે ભાંગવાથી ફૂટ આવશે.

## ગોળ લાકડું માપવાની રીત.

જેટલા તસુની દોરી કીધી હોય, તેના અર્ધનો ×વર્ગ કરવો, ને તેને લંબાઇના ગજે ગુણવા, આ ગુણાકાર વિશવાશી થશે. તેને ૨૦ ભાગવાથી વસા થશે, ને વસાને ૨૦ ભાગવાથી ગજ આવશે.

## ઘઉં ઓરવાના હિસાબની રીત.

જેટલા શેર ઘઉં કહ્યા હોય, તેનો અને ઉભાના વસાનો ગુણાકાર કરવો. પછી ચાસાને અઢીએ ગુણી જે ગુણાકાર આવે, તે વડે પેહેલાં આવેલા ગુણાકારને ભાગવા. જે ભાગાકાર આવશે તેટલા રૂપિઆબાર દર વભાગણાના ઘઉં આવશે.

## મુસારો એટલે પગાર ગણવાની રીત.

પગાર મહીને જેટલા રૂપિઆ હોય, અને જેટલા દિવસનો પગાર કાઢવો હોય તે બંનેનો ગુણાકાર કરી, તે ગુણાકાર પર એક મીડું ચડાવવું. પછી તે રકમને ત્રણે ભાગવા. ભાગાકાર આવે તેટલા દોકડા જવાબ આવે.

## કાચા પાકા તોલના હિસાબની રીત.

જેટલા મણ કાચા કહ્યા હોય, તેના શેર કરીને જેટલો તોલ કહ્યો હોય, તેટલાએ ભાગવા. ભાગાકાર પાકા મણ થશે.

જેટલો તોલ કીધો હોય, તેનો જમણી તરફનો જે આંકડો હોય,

---

×વર્ગ એટલે એટલાને એટલાનો ગુણાકાર.

તે આંકડા વડે જેટલા કાચા ગણ કીધા હોય તેનો ગુણાકાર કરવો. ગુણાકાર જે આવે, તેમાં દશે પા, વીશે અરધો. ત્રીશે પોણો, ચાલીશે એક એ મુજબ રકમ ધારવી. એ રકમને કહેલા કાચા ગણમાંથી બાદ કરવી, એટલે બાકી પાકાગણ રહેશે. હવે જે રકમ જેટલા ગુણાકારના બદલામાં બાદ કરી છે, તે રકમનો જેટલો ગુણાકાર લઇ, તેમાં કહેલા શેર ઉમેરવા. પછી તેનું પણ મણની પેઠે કરવું, એટલે પાકા શેર આવશે. એ મુજબ રૂપિઆ ભારનું પણ કરવું.

દાખલો લઇએ કે ૧૨ મણ ૧ શેર ને ૨ રૂપિઆભાર કાચા છે, અને તોલ ૪૩ છે. હવે તોલની જમણી બાજુનો આંકડો ૩ છે તેને ૧૨ મણ કાચાએ ગુણ્યા, એટલે ૩૬ આવ્યા. હવે ત્રીશ ઉપર ગુણાકાર આવ્યો માટે એક ધારવો. એ એક બારમાંથી કાપ્યો બાકી ૧૧ મણ પાકા રહ્યા. હવે એક બાદ કર્યો છે માટે એકના ૪૦ અને એક શેર છે તે મળી કુલ ૪૧ થયા. અને ૧૧ ને ત્રણે ગુણ્યા એટલે ૩૩ આવ્યા. ત્યારે ૪૧ માંથી ૩૩ ગયા બાકી ૮ રહ્યા. આઠને ત્રણે ગુણ્યા એટલે ૨૪ થયા. વીશ ઉપર છે માટે ૦ાા કપાશે. ૮ માં થી ૦ાા ગયો બાકી ૭ા રહ્યા તે શેર આવ્યા. હવે પોણાના ત્રીશ, અને બે રૂપિઆભાર કહ્યાછે તે મેળવ્યા એટલે ૩૨ થયા. ૭ા×૩=૨૧ાા થયા, ૩૨ માં થી ૨૧ાા ગયા બાકી ૧૦ા રહ્યા, તેને ત્રણે ગુણ્યા એટલે ૩૦ાા થયા, એટલે લગભગ ૦ાા કપાય. માટે ૧૦ા માં થી ૦ાા ગયો બાકી ૯ાા ભાર રહ્યું. તો જવાબ ૧૧ મણ ૭ા શેર ને ૯ાા રૂપિઆ ભાર.

બે તાળું હોય તો ૨૧ મો, ૪૪ હોય તો ૧૧ મો, ૪૮ હોય તો ૬ ઠો, ૫૦ હોય તો ૫ મો, અને ૬૦ હોય તો ૩ ભાગ બાદ કરવાથી પણ પાકા મણ આવે.

## डिक्टेशन.

| | | |
|---|---|---|
| अमेरिका | आदि | उत्पत्ति |
| अख्रा | आदीश्वर | उतर्यो |
| अयोध्या | आस्ट्रेलिआ | उज्जन |
| अणहिलवाड | आटलांटिक | उभयान्वयी |
| अनीति | आल्प्स | उस्बेक |
| अरुणप्रकाश | आग्रा | उछेर्यो |
| अवतर्यो | आयुष्य | उदकप्रवाह |
| अलाउदीन | आशिर्वाद | उष्णतावाइ |
| अंधकार | इंडां | एशिआ |
| अस्वार | इंडियन | ओळंग्या विना |
| अल्तमश | इकन्युमन | ओचिंतो |
| अफगानिस्तान | इंग्लांड | अंग्रेज |
| अर्पण | इन्साफ | कर्यो |
| अलिफखां | इब्राहिम | कलेकटर |
| अभ्यास | इच्छा | कमिटी |
| अव्यय | इस्पिताल | कर्णाटक |
| अकर्मक | इत्यादि | कलिंजर |
| अलमस्त | ईश्वर | कर्नाल |
| अग्नि | उत्पन्न | कल्प्या |
| आसिस्टंट | उत्तर | कामश्चाटका |
| आफ्रिका | उद्यम | काश्मीर |

काळिदास
किल्लो
क्रियापद
क्रियाविशेषण
कीर्ति
कुतबुद्दीन
कुल्ली
कुंकम
कुमारिका
कुद्रती
कूदको
कृपाळु
कृष्ण
केपआवगुडहोप
केवळप्रयोगी
कोर्ट
क्रोध
खंडियेर
ख्रिस्ति
खुमास
खुल्लुं
गणपति

गर्भवंती
ग्यासुद्दीन
गिरनार
गुन्हा
गुस्सो
गूजरात
गृहस्थो
ग्रेटब्रिटन
गोळार्द्ध
ग्रंथ
चप्पु
चरित्र
चमत्कार
चित्र
चिठ्ठी
चित्ता
चित्त
चिंत्ता
चोख्खा
चंद्र
चंद्रगुप्त
छिद्रो

छेतर्या
छेल्ले
छत्र
जगकर्त्ता
जग्या
जन्म्युं
जलालुद्दीन
जळचकी
ज्वाळामुखी
जंगिसखां
जुक्त
जूलम
जिल्लो
जयशिखरी
जोद्धा
जिक्कर
झूम्मर
टक्कर
टट्टु
टेम्स
टोग्रल
डाह्यो

तख्त
तिरौरी
तिरस्कार
तीर्थ
तर्कशक्ति
तुर्की
तैमुर
दक्षिण
दरियो
द्वारिका
दिवस
दिशा
दिल
दिल्ही
दिलासो
दिंग
दुर्गुण
दुर्बळ
दुर्गंध
दुनिया
दुश्मन
दूभावाय

दूधपाक
द्रव्य
द्रढ
देवगिरि
देश
दोहिली
धर्म
ध्यान
नहि
नर्या
नर्मदा
नगरठठ्ठा
नक्की
नासरुद्दीन
नामांकित
न्याय
न्यायाधिश
निशाळ
निरांत
निर्दय
निमकहलाल
निभयपणे

निश्चय
नित्य
निजामुद्दीन
नियम
निहाळी
न्युझीलांड
नैरुत्य
पक्की
परमेश्वर
पश्चिम
पर्वत
पराक्रम
पथ्थर
पस्तायो
पंक्ति
प्रतिष्ठा
प्रमाणे
प्रभास
प्रख्यात
प्रभु
पारिस
पारदर्शक

| | | |
|---|---|---|
| पासिफिक | फितूरी | मधपूडो |
| पहोंच्यो | फिरोजुद्दीन | मनुष्य |
| प्याला | बच्चां | मर्यादशील |
| प्राणी | बंदुक | मल्हारराव |
| प्रांत | बळात्कार | महोल्ला |
| प्रार्थना | बख्तर | महाकाळेश्वर |
| प्रीति | बारसील | मवजुद्दीन |
| पुस्तक | बाजू | मश्करी |
| पूल | बाळपूला | मग्न |
| पूजा | बाकत्रिया | मच्छर |
| पुण्य | बिलोरी | मंदिर |
| पृथ्वी | बिहामणुं | मालूम |
| पृथुराज | बुद्धि | माजिस्ट्रेट |
| प्रेम | भट्टां | मार्फत |
| पौत्र | भवभूती | मिजाज |
| फर्दुमी | भक्ति | मिसर |
| फिटकार | भविष्य | मिनिट |
| फ़रजो | भूमध्य | मिनारो |
| फटडी | भूत | मिलकत |
| फूल | मजबूत | मित्र |
| फिरंगी | महाराष्ट्र | म्युनिसिपाल |
| फ्रान्स | महिमा | मुगल |

| | | |
|---|---|---|
| मूरखुं | वच्चे | विलायत |
| मूर्त्ति | वस्तु | विद्वान |
| मूलक | वर्णन | विंध्याचळ |
| मूर्ख | वस्ती | विद्या |
| मुश्केल | व्यवहार | विक्रम |
| मूळभेद | वश्या | विश्वामित्री |
| यत्न | वल्लभीनगर | विक्टोरिआ |
| यंत्र | वटेमार्गु | विस्तार |
| यूरोप | वनस्पति | विभक्ति |
| रळियामणुं | वर्दी | विसारे |
| रजपूत | वर्तमान | विस्तारी |
| रमणिय | वस्तु | विठ्ठल |
| रामेश्वर | वक्कर | विगत |
| रुपिया | वहेर्या | शारियाम |
| रुद्रमाळो | व्याधी | शब्द |
| रुकनुद्दीन | वायव्य | शक्ति |
| लक्ष्मी | वादाविवाद | शत्रु |
| लाटुर | वातप्रवाह | शक्यभेद |
| लुच्चा | वाक्य | शब्दयोगी |
| लुधिआना | विचार | शख्स |
| लूंटी | विश्राम | श्वास |
| वर्ग | विशेष | |

वक

| | | |
|---|---|---|
| शिकार | स्वधर्मी | सिद्धाचळ |
| शिवलिंग | सद्गुण | स्तुति |
| शिखर | स्नेही | सूतराउ |
| शिक्षक | सकर्मक | सूक्ष्मदर्शक |
| श्रीस्थळ | संतोष | स्टेशन |
| शूर | स्थाप्युं | सेनापति |
| शेफील्ड | स्थावर | सैबीरिआ |
| शेत्रुंजो | स्थानेश्वर | हजूर |
| स्लेट | सिंधव | हिसाब |
| स्पेन | स्थिर | हिंमत |
| सर्व | सिंध | हिंदुस्तान |
| समुद्र | स्थितिस्थापक | हिमायती |
| सहस्त्रलिंग | सिंह | हिमालय |
| समाप्ति | सिकंदर | हिस्सा |
| सरस्वती | सिद्धराजजयसिंह | हिमाचार्य |
| सबक्तगीन | सिद्धपुर | हिंसारी |
| सख्त | सिंहलाद्वीप | हूमला |
| सत्तावीश | सिसोळीया | हूकम |
| स्वतंत्र | स्त्री | होशियार |
| स्वभाव | मुद्रा | क्षेत्र |

समाप्त.